सनातन धर्मगुरु श्री हरेराम सुखराम ब्रह्मर्षि महाराज
प्रणित सनातन धर्म ग्रन्थमालामणि १२७
अथ ओं सनातन धर्मो विजयतेतराम ।



# नूतन सत्ययुग दर्शनम्

भजनो गजलोथी भरपूर ज्ञानबोधनो सुन्दर शूर

सुद्रष्टा, सम्पादकश्च :
महानुभाव, धर्मधुरंधर, महामहोपदेशक, सद्गुरुदेव,
व्याख्यानवाचस्पति, श्रोत्रिय ब्रह्मविद्वरिष्ठ
सनातन धर्मगुरु श्री हरेराम ब्रह्मर्षि महाराज

सुयोजक प्रकाशकश्च :
श्रोत्रिय ब्रह्मनिष्ठ योगेन्द्र, बालब्रह्मचारी,
श्री गुरुदेव हरेराम ब्रह्मर्षि महाराज.
ऋषिआश्रम नं. २१३७, गुरुदेव ब्रह्मर्षि भुवन,
पंडितजीनी पोळ, सारंगपुर–अमदावाद



आवृत्ति १८ मी. सने १९४१ प्रत २००

मूल्य पांच आना

महानुभाव, धर्मधुरंधर, महामहोपदेशक,
व्याख्यान वाचस्पति, श्रोत्रिय ब्रह्मविदवरिष्ठ

# सनातन धर्मगुरु श्री हरेराम ब्रह्मर्षि महाराज

"नूतन सत्ययुग दर्शन" ना सम्पादक



जन्म संवत १९४७ वैशाख शुक्ल त्रयोदशी गुरुवार

उपदेश आदेश–सप्रेम ब्रह्मध्यान धरो ॐ गान करो !

मु. गुरुदेव ब्रह्मर्षिभुवन, पंडितजीनी पोळ,
ऋषि आश्रम, सारंगपुर अमदावाद.

म. धा आर्ट प्रिन्टरी–अमदावाद.

ब्रह्मनिष्ठ योगेन्द्र बालब्रह्मचारी

# श्री गुरुदेव हरेराम ब्रह्मर्षि महाराज

"नूतन सत्ययुग दर्शन" ना प्रकाशक



जन्म संवत १९८० आश्विन कृष्ण चतुर्दशी चन्द्रवासरे

उपदेशध्येय - ब्रह्मध्यान ओम्कार गान करो !

मु. पंडितजीनी पाळ, गुरुदेव ब्रह्मर्षिभुवन, अमदावाद.

संध्या आर्ट प्रिन्टरी—अमदावाद.

सनातन धर्मगुरु श्री हरेराम सुन्नराम ब्रह्मर्षि महाराज
प्रणित सनातन धर्म ग्रन्थमालामणि १२७
अथ ओं सनातन धर्मो विजयतेतराम् ।




# नूतन सत्ययुग दर्शनम्

भजनो गज़लोथी भरपुर ज्ञानबोधनो सुन्दर शूर.

सम्पादक :

महानुभाव, धर्मधुरंधर, महामहोपदेशक,
व्याख्यानवाचस्पति, श्रोत्रिय ब्रह्मविद्वरिष्ठ
सनातन धर्मगुरु श्री हरेराम ब्रह्मर्षि महाराज


प्रकाशक :
योगेन्द्र ब्रह्मनिष्ठ गुरुदेव हरेराम ब्रह्मर्षि.
ऋषिआश्रम, नं. २१३७ पंडितजीनी पोळ,
गुरुदेव ब्रह्मर्षि भुवन, सारंगपुर-अमदावाद




मूल्य पांच आना

## (१) परमेश्वर प्रतिज्ञा

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युथानम धर्मस्य तदात्मानं सृजाम्यहम् ।। १ ।।

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृतां
धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ।। २ ।।

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ।। ३ ।।

भक्तजनो धीरज धरो दूर करो संताप
कष्ट विनाशन के लिये आते है प्रभु आप ।।

विश्वको देदो खबर होगया अवतार भगवानका
पापनाशक धर्मरक्षक आगये संसारका ।। ४ ।।

विष्णुयश सुतं देवं कलिसंघ विमर्दनं ।
सुमतिं परमानंदं कल्किं वन्दे जगद् गुरुम् ।। ५ ।।



# (२) ब्रह्मर्षि महाराज निवेदन.

—: ओं :—

**સત્યપ્રેમી સજ્જન વૃન્દ !**

"ભજન ગજલોથી ભરપૂર, જ્ઞાન બોધનો સુન્દર શૂર"

# नूतन सत्ययुग दर्शनम्

અપાર આનંદ સાથે જન સમાજમાં જાહેર કરાય છે જે એ વિજ્ઞાન, વૈરાગ બોધક, ઇશ્વરભક્તિ વર્ધક, સન્માર્ગદર્શક, કર્તવ્યયોજક, પુણ્યપ્રેરક—સહાયક, આનંદદર્શક, અનુભવગમ્ય થયું છે.

જીવન્મુક્ત બ્રહ્મનિષ્ઠ ધર્મિષ્ઠ યોગ, તપ સ્વાધ્યાય નિરત મહાપુરુષના અંતરમાં જે ઇશ્વરી આદેશ પ્રેરાયો હોય છે. તેમાં પ્રાચીન મહર્ષિઓના અને મહાનુભાવોના અનેક પ્રમાણોથી સુસ્થિર સત્યપ્રિય સૌન્દર્ય શોભે છે. તેમાં અસહિષ્ણુ વિરલજનોના વિચિત્ર વાદને સ્થાન નથી.

સત્યયુગદર્શનની ઘણી જ આવૃત્તિઓ છપાઇ ગઈ છે. એ એની લોકપ્રિયતા, પ્રભુતા અને પ્રમાણિક માન્યતાનો અનુભવ સિદ્ધ કરે છે.

આ સત્યયુગ દર્શનનો સાર અંશ અન્ય ભકતજનોએ અનેક લાખો પ્રત પ્રસિદ્ધ કરી પ્રચાર કર્યો છે.

રાજા, પ્રજા, સર્વનું કલ્યાણ હો ! જય હો !

**બ્રહ્મર્ષિ મહારાજના આશીર્વાદ**

ઋષિઆશ્રમ, નં. ૨૧૩૭ પંડિતજીની પોળ,

ગુરુદેવ બ્રહ્મર્ષિ ભુવન સારંગપુર—**અમદાવાદ.**





# नूतन सत्ययुग दर्शनम्

## (३) सत्यमंगल दर्शन

**ओं सत्यं परं धीमहि ॥**

સત્યસ્વરૂપ બ્રહ્મનું અમે ધ્યાન ધરીએ છીએ.

**सत्यव्रतं सत्यपरं त्रिसत्यं सत्यस्य योनिं निहितं च सत्ये ।**
**सत्यस्य सत्यमृत सत्यनेत्रं सत्यात्मकं त्वां शरणं प्रपन्नाः ॥**
**(भा. स्कं १० अ. २)**

હે પરંબ્રહ્મ! આપ સત્ય સંકલ્પવાળા છો, સત્યવડે પ્રાપ્ત-થનારા છો, ત્રણે કાળમાં સત્ય છો. સત્યના સંપાદક, પ્રેરક પ્રવર્ત્તક અને પ્રકાશક એવા સત્ય સ્વરૂપ આપને અમો શરણે આવ્યા છીએ.

## (४) सत्ययुग प्रारंभ

**यदा सूर्यश्च चन्द्रश्च तथा तिष्य बृहस्पति ।**
**एकराशौ समेष्यंति प्रपत्स्यति तदाकृतम् ॥**
**( महाभारत, वनपर्व, अ. १९० )**

**यदा सूर्यश्च चन्द्रश्च तथा तिष्य बृहस्पति ।**
**एकराशौ समेष्यन्ति तदा भवति तत्कृतम् ॥**
**( श्रीमद्भागवत स्कन्ध १२ अ. २ श्लो. २४)**

જ્યારે ચન્દ્ર, સૂર્ય બૃહસ્પતિ, પુષ્યનક્ષત્ર, કર્કરાશીના એક જ ચરણમાં આવશે ત્યારે કલિયુગ પુરો થશે અને ત્યાર પછી સત્યયુગનો પ્રારંભ થશે.

મહર્ષિ વ્યાસ ભગવાને ભારત અને ભાગવતમાં ભવિષ્ય ભાખેલો યોગ ચૈત્રી સંવત ૨૦૦૦ અષાડ વદ અમાસ રવિવારે કર્ક રાશીના ચોથા ચરણમાં એકજ સમયે–સૂર્ય, ચન્દ્ર, ગુરૂ, પુષ્ય નક્ષત્ર, નો યોગ સંપૂર્ણ સિદ્ધ થાય છે.

---

# (५) सत्ययुग चमत्कार

માનવસંહિતા ધર્મશાસ્ત્ર અધ્યાય એક પ્રમાણઃ—

**अरोगाः सर्वसिद्धार्थाश्चतुर्वर्ष शतायुषः ।**
**कृते त्रेतादिषु ह्येषा मायुर्ह्रसति पादशः ॥**

સત્ય યુગમાં મનુષ્ય અને પ્રાણી માત્રને સર્વ પ્રકારના રોગ દુખ રહેશે નહિ. પ્રાણી માત્રની ઈચ્છા સંપૂર્ણ સિદ્ધ થશે. ચારસો વર્ષનું આયુષ્ય થશે.

મનુષ્ય સ્ત્રી પુરૂષો એકવીસ હાથ ઉંચાં થશે તે પ્રમાણે વિશાળ બળવાન યુવાન સૌન્દર્યવાન થશે નેત્ર મહાન કમલ જેવાં થશે. કાન વિશાળ લાંબા પોળા થશે. પગ ત્રણ હાથ લાંબા થશે. અને વસ્ત્રો શણધારો, અલંકારો, પાત્રો, નિવાસ મંદિરો સર્વ સાહિત્ય મહાન વિશાળ પ્રમાણમાં થશે. બીજાં પ્રાણી માત્ર કલિયુગના કરતાં સર્વ ચારગણાં મોટાં થશે. કલિયુગની સૃષ્ટિમાંનું કશું જ કામ નહિ લાગે, અને કાંઈ રહેશે પણ નહિ જ.

સત્ય યુગમાં દૈવી સ્વર્ગાદિ સુખ અનુભવાશે. સોનું ઘણું થશે. સોના નાણુ ચાલશે. સોનાનો મકાનમાં ઉપયોગ થશે. ઝવેરાત બહુ થશે. ગાયો ઘણી થશે. ઘાસ, જલ, ફલ ફુલથી વન જંગલો સંપૂર્ણ

થશે. પિતા પહેલી પ્રજા નહિ મરે. સ્ત્રીવર્ગ સદા સૌન્દર્યમાન્ અને સૌભાગ્યવાન્ રહેશે.

યજ્ઞ, દાન, તપ, ધર્મનિષ્ઠ, બ્રહ્મજ્ઞાનનિષ્ઠ, ઓંકાર જપ કર્તા, સત્યપાલક, વિપ્રો અને સજ્જનોથી સત્યયુગ ચાલશે. જલ અમૃત–રૂપ સ્વાદિષ્ટ થશે. અન્ન દાણા આમળા જેવા મોટા થશે. ફલ કોળા–જેવાં મોટાં થશે. સત્યયુગમાં તારા મંડલ મહા પ્રકાશવાન થશે. સર્વને દેવો ઋષિઓ, સિદ્ધોના પ્રત્યક્ષ દર્શન થશે. વરસાદ ઇચ્છા પ્રમાણે અનુકુલ થશે. એકવાર વાવે અનેકવાર લાવે, રિદ્ધિસિદ્ધિ આનંદ અનુભવાશે.

---

## (૬) सत्ययुग धर्म दर्शन

**आदौ कृतयुगे वर्णो नृणां हंस इतिस्मृतः ।**
**कृत कृत्याः प्रजा जात्या तस्मात्कृतयुगंविदुः ॥**
**वेदः प्रणव एवाग्रे धर्मोऽहं वृषरूपधृक् ।**
**उपासते तपोनिष्ठा हंसं मां मुक्तकिल्बिषाः ॥**

**( भा. सं. ११ अ. १७ )**

પ્રથમ સત્યયુગમાં મનુષ્યોનો હંસ (બ્રહ્મ) નામનો એક જ વર્ણ કહ્યો છે. અને તે સમયે સર્વ મનુષ્ય જન્મથી જ કૃત કૃત્ય–કૃતાર્થ હોવાથી તેને કૃતયુગ કહે છે.

તે સમયે પ્રણવ–ઓંકાર એજ વેદ અને બ્રહ્મપ્રાપ્તિ એજ મુખ્ય ધર્મ ગણે છે. સર્વ મનુષ્ય તપનિષ્ઠા ધરી બ્રહ્મ–ધ્યાન ધરે છે.

**तपः परं कृतयुगे ।** માનવસંહિતા ધર્મશાસ્ત્ર પ્રમાણ—

સત્યયુગમાં તપનિષ્ઠા ધ્યાનયોગ એજ મુખ્ય ગણે છે.

---

# (७) सत्ययुग साधन

## સત્યયુગમાં પહોંચવાનું સાધન કરો.

### મનુષ્ય માત્રનો અધિકાર છે.

સ્ત્રી, પુરૂષ, બાલક, વૃદ્ધ, રોગી ભોગી, યોગી, રાજા, પ્રજા, વન કે ઘરમાં વસતા સર્વે ઉચ્ચ નીચ માનવ જાતનો આત્મોદ્ધાર કરવાનો જન્મસિદ્ધ હક્ક છે.

વ્યસન, વિકાર, દુર્ગુણો, દુષ્ટ સંગોથી દૂર રહેજો. મન, વાણી, શરીરથી, શુદ્ધ રહેજો. સંતોષ, શાંતિ, સહનતા, વિવેક, વિચાર, વૈરાગ્ય, દયા, સંયમ પાળજો.

બ્રહ્મ મુહૂર્તમાં પાછલી રાતે જાગૃત થજો. આંખ, મુખ શુદ્ધ કરી ઠંડુ જલ પીઓ. નિત્ય **ઓં**નું ગાન કરો. શૌચ, દાતણ, સ્નાન, વસ્ત્ર ધારણ કરી, આચમન, પ્રાણાયામ, કરી પવિત્ર જલથી **ઓં** સૂર્યાયનમઃ બોલી ત્રણ અંજલી જલ સૂર્યને આકાશમાં ઉંચે ફેંકજો. સૂર્યને ઓં નમઃ બોલી ૧૬ નમસ્કાર કરજો. ઓં મંત્રની, આંખો મીંચી ૨૦૦ માલાનો જપ કરજો. મન, બુદ્ધિ સ્થિર કરી અતિ અનન્ય પ્રેમે નિરંજન જ્યોતિરૂપ એવા બ્રહ્મનું ધ્યાન ધરજો. મનમાં **ઓં**નો નિત્ય અખંડ જપ, પવિત્ર કે અપવિત્ર ગમે તે સમયમાં ચાલુ જ રાખજો, તેમાં શંકા કરશો નહિ. ઇશ્વરી આદેશ અને શાસ્ત્રપ્રમાણ મેળવીને જગતકલ્યાણનો ઉપદેશ કરવામાં આવ્યો છે.

અગ્નિમાં **ઓં સ્વાહા** બોલી ઘીની પાંચ આહુતિ આપો, સાંજ સવાર ઘરમાં ગુગલ અને સુગંધીનો ધૂપ કરો. આટલું કરશો તો કલ્કિ ભગવાનનાં દર્શન કરી શકશો અને સત્ય યુગમાં પહોંચશો.

ઉપરોક્ત કથન અનુસાર આપ, નિજ જીવનકા ઉદ્ધાર કરો.
અતિ શુદ્ધ હૃદયસેં પ્રેમ સહિત, શ્રી કલ્કિજીકી જય બોલો.

# (૮) मरु देवापीने कल्कि दर्शन योग !

પ્રમાણ કલ્કિપુરાણ અંશ ત્રણ, અધ્યાય ચારઃ—

ભગવાન્ કલ્કિજીને મરૂમહારાજા મળશે. સૂર્યવંશની વાત કહેશે; અને ભગવાન્ **રામચન્દ્રજી**ના કુળના અઠ્ઠાવીસમા પુરુષ શીઘ્રનો પુત્ર **હું મરુ છું.** આજ સુધી હિમાલયની દક્ષિણ બાજુમાં કલાપ ગ્રામમાં મહર્ષિ ગુરુદેવ યાજ્ઞવલ્કય બ્રહ્મર્ષિની પાસે યોગ સાધન, તપ કરતો હતો

સત્યવતીના પુત્ર વ્યાસજીથી આપના અવતારની વાત સાંભળી એક લાખ વર્ષ સુધી આપની ઇચ્છા કરી આપની પાસે આવ્યો છું.

(એક લાખ વર્ષ તે સૂર્યવત્સર એટલે દિવસ જેનાં વર્ષ ગણતાં બસોસીત્તોતેર વર્ષ નવ માસ અને દસ દિવસ થાય છે. )

આપ પરમાત્મા છો! આપની પાસે આવવાથી કોટી જન્મના પાપ–પુંજનો નાશ થાય છે.

ધર્મની વૃદ્ધિ થઈ સર્વ કામના સંપૂર્ણ થાય છે. એજ, **મરૂ કલ્કિયોગ** સંવત ૧૯૯૯ માં આવે છે.

કલ્કિપુરાણ અનુભાગવત, અને મહાપુરાણ ભાગવત સ્કંધ ૧૨, અધ્યાય ૨ પ્રમાણઃ—

સૂર્યવંશી ભગવાન્ **રામ**ના અઠ્ઠાવીસમા પુરૂષ મહારાજા શીઘ્ર છે, અને તેમના પુત્ર મરૂ મહારાજા ઓગણત્રીસમા છે, તે કલ્કિ ભગવાનનાં દર્શન કરશે. કલ્કિજી મરુમહારાજાને સૂર્યવંશી રાજગાદી ઉપર અયોધ્યામાં સ્થાપન કરશે.

મહારાજા મરૂ સાથે કલ્કિ દર્શને આવેલા ચન્દ્રવંશી પાંડવોના દાદા શંતનુના સગાભાઈ દેવાપી મહારાજાને દીલ્હી હસ્તિનાપુરની ગાદી ઉપર સ્થાપન કરશે. અને ભગવાન કલ્કિજી મથુરામાં બિરાજશે, અને તે બે ઉપર કૃપાદૃષ્ટિ ધરશે. કલ્કિજીની સાર્વભૌમ ચક્રવર્તી આણ વર્તાશે.

---

# (९) गोबी मंगोलीया शम्भल ग्राम दर्शन !!!

## ગોબી મંગોલીયા રેતીના રણ મેદાન પ્રદેશમાં !

એશીયાનો નકશો જુઓ ! સાત જોજન અઠાવીસ ગાઉમાં વિસ્તારવાળું ચિન દેશની ઉત્તરે છે. જેની પૂર્વે કોરીયા છે. પૂર્વ ઉત્તરમાં મનચોરીયા છે. જેની નીચે ખાડીલીયા ઉટંગ છે. મહાન રેતીનું મેદાન છે. જ્યાં એક કલાકે દોઢસો મૈલની પ્રચંડ ગતિથી ભારે રેતીના પહાડ ઢગલા ઉડે છે. ત્યાં બહારનું કોઈ મનુષ્ય પ્રાણી જઈ શકતું નથી. ત્યાં અનેક પહાડ વીસ ગાઉ સુધી વધેલા છે. નીચે પહાડો, વચ્ચે મોટી ઘાંટીઓ સમુદ્ર સુધી પહોંચી છે. અને એ બધો ગોબી મંગોલીયા શમ્ભલનો પ્રદેશ છે. ડૉકટર એની બિસેન્ટે એ વિષય ઉપર વિસ્તારથી લખ્યું છે. અને સને ૧૮૯૯ માં **સ્વીડન**ના રહીશ અંગ્રેજ **સરસૌન હેડીનનું** શમ્ભલ-ગ્રામ વિષે પ્રતક્ષ્ય અનુંભવેલું ને તે લખી છાપેલું અંગ્રેજી પુસ્તક મલે છે, વાંચી લો !!! આ અંગ્રેજ સો વર્ષ ઉપર શમ્ભલ ગ્રામમાં ગયા હતા, તેના સાથીઓ ત્યાંના રેતીના તોફાનમાં ડટાઈ મુઆ, આ એક પાછા આવ્યા તેઓએ વિશેષ લખ્યું છે.

બ્રહ્માના પુત્ર સનક, સનન્દન, સનાતન, સનત્કુમાર, મનુ. દેવાપી. મરૂ, ભૃગુ, પ્રભૃત્તિ વિગેરે અનેક મહર્ષિ સમુહ ત્યાં વસે છે. સાતમે વર્ષે મહર્ષિઓની મહાસભામાં સનત્કુમાર ઉપદેશ આપે છે.

તે શમ્ભલમાં તપસ્વી વિષ્ણુયશજી પિતા, અને સુમતિદેવી માતાથી સં. ૧૯૮૧ ના વૈશાખ સુદ બીજે કલ્કિજીનો જન્મ થયો છે.

બ્રહ્માની આજ્ઞાથી પરશુરામજી મહેન્દ્ર પર્વત ઉપર પોતાના આશ્રમમાં માતપિતા સહ કલ્કિજીને લેઈ ગયા છે. જ્યાં મનુષ્ય વગેરેની ગતિ પહોંચી શક્તિ નથી.

કલ્કિજી સં. ૧૯૯૯ વૈશાખ સુદ બીજે પૃથ્વીપર પધારશે.

ઇસભૂમી પર બસ રહા, વહ શંભલ સુખધામ<br>
મનુજ રૂપમેં જિસ જગહ, પ્રગટે હૈં ઘનસ્યામ.

# (१०) भगवान् कल्कि कीर्तनम्

કલ્કિરૂપ જન્મ હરિ પાયો ॥ ટેક ॥

પંડિત વિષ્ણુદત્ત કે ઘરમેં, સ્વયં આપ પ્રકટાયો ॥
આવન કે લિયે બાટ તકતથે, ભક્તન માન બઢાયો ॥
ધર્મ કર્મ હુએ નાશ જગતસે, અધિક પાપ અબ છાયો ॥
સંવત દો હજાર વિક્રમમેં, કલિઅંત સમય આયો ॥
શ્રાવણ કૃષ્ણ અમાવશ કે દિન ફિર યુગ પલટા ખાયો ॥
ગોવિંદજીને દર્શન દેકર, સ્વયં મુઝે બતલાયો ॥
કેવલ વહી જન સુખમેં રહિયેં, જિન હરિ પ્રેમ લગાયો ॥
સત્યયુગ પુનિ વ્યાપે જગમાંહી, ધર્મરૂપ ફિર છાયો ॥
જાગો જાગો દુનિયાં વાલો, કાહે જન્મ ગંવાયો ॥
નારાયણને ભક્ત જનન કો, શુભ સમાચાર સુનાયો ॥

[૨]

નિસદિન ગોવિન્દ કે ગુણ ગાના ॥ ટેક ॥

ગોવિન્દ રૂપકા ધ્યાન લગાકર, ગોવીન્દ હી બનજાના ॥
હરિભક્તિ કલિયુગકા ધર્મ હૈ, કર્મ ન યોગ ન જ્ઞાના ॥
ગોવિન્દ પરમાનન્દ રૂપ હૈ, યહ નિશ્ચય હમ જાના ॥
નારાયણ હમ દેહ ત્યાગકા, અજર અમર પદ પાના ॥

× હિન્દીમાં શ્રાવણ કૃષ્ણ તે ગુજરાતીમાં અષાડ કૃષ્ણ સમજો.

# (११) भगवान् कल्कि चरित्रम्

## ओं जयति विबुधमर्ता शम्भले वासुदेवः ।

સંવત ૧૯૮૧ ના ઉત્તરાયન, વસંતરૂતુ, વૈશાખ માસ, શુકલ પક્ષ, બીજ સોમવાર, કૃત્તિકા ૩૦/૫ શોભનયોગ, ૫૧/૨૨ સૂર્યોદયથી ઈષ્ટ ૧૪/૨૫ મેષાર્ક ગતાંશ ૨૩/ સમયે બ્રહ્મયશના પુત્ર વિષ્ણુયશ ગૃહે સુમતિદેવીથી ભગવાન્ કલ્કિ અવતાર થયો.

## अवतारयोग चक्र दर्शन !




અવતારયોગ જ્યોતિષશાસ્ત્ર રણવીર મહાનિબંધઃ—

**त्रिकोणे सित वा देवेड्यः सौच्चे केन्द्र गतेर्कजः ।**
**चर लग्ने यदा जन्म योगोऽयमवतारजः ॥**

ત્રિકોણુ ૯–૫ માં શુક્ર કે બૃહસ્પતિ હોય અને કેન્દ્ર ૧–૪–૭–૧૦ માં ઉચ્ચનો શનિ હોય તો આ યોગ ઈશ્વરી અવતારનો જાણો.

કલ્કિ ભગવાનના લગ્નમાં કર્ક લગ્ન ચર રાશીમાં છે. ગુરૂ પાંચમા સ્થાનમાં ઉચ્ચના છે. તેમજ શનિ ચોથા કેન્દ્ર સ્થાનમાં છે. અને સૂર્ય, મંગલ, ને ચન્દ્ર પણ ઉચ્ચના છે.

---

# (१२) चमत्कार दर्शनम्

**કલ્કિ ભગવાન પ્રગટ થઈ ચૂકયા છે તેમાં મહાન તેજો-પુંજદર્શન પ્રત્યક્ષ પ્રમાણ છે.**

સંવત ૧૯૮૦ માં ગુજરાત ચારૂત્તર પ્રદેશમાં આણુંદ જંકશન સ્ટેશન પાસે ખોરીયાવી ગામ છે, ત્યાં શ્રી હરેરામ બ્રહ્મર્ષિ મહારાજ ગામની ભાગોળે નિશાળ પાસે વિશાળ ચોતરા ઉપર ગામની જાહેર જનતા સમક્ષ ધર્મોપદેશ કરતા હતા. તે સમયે રાત્રે સવા દશ વાગે મેઘ ગર્જના સાથે આકાશમાંથી અપાર તેજોપુંજ પૃથ્વી પર આવી સર્વ મનુષ્ય દેખતાં અદશ્ય થયું.

સર્વના જીવનમાં આ પ્રથમ દર્શન હતું. સર્વ લોકો તેમજ બ્રહ્મર્ષિએ કહ્યું: આ ઈશ્વરનો અવતાર થયો. આકાશમાંશી મોટા તેજનો તારો ખરે તે દેવનો અવતાર છે, અને અપાર-મહાન તેજોપુંજ ખરે તે ઇશ્વરનો અવતાર છે. જય જય અલખ નિરંજન હો, હરહર મહાવદે શંભો.

---

# (१३) भगवान् कल्कि दर्शनम्

કલ્કિ સ્વરૂપ સુંદર ઘનશ્યામ વિશાળ પુષ્ટ તેજો મય ઐશ્વર્ય પૂર્ણ છે. મહાદેવદત્ત અશ્વ ઉપર બિરાજે છે, **રત્નત્સરૂ તલવાર** અને **સર્વજ્ઞ પોપટથી** શોભે છે. પિતાએ બ્રહ્મચર્ય દીક્ષા આપ્યા પછી બ્રહ્માની આજ્ઞાથી વિષ્ણુયશજી. સુમતિદેવી, અને કલ્કિભગવાનને પરસુરામજી હિમાલયમાં મહેન્દ્રપર્વત ઉપર પોતાના આશ્રમમાં લેઈ ગયા છે. જ્યાં સિદ્ધો, દેવો, વિના અન્ય પ્રાણી જઈ શકતાં નથી.

કલ્કિજીએ ગુરૂજી પરસુરામ પાસે વેદ વેદાંગ સર્વ કલાનો અભ્યાસ કર્યો. અને ગુરૂ દક્ષણા સમર્પણ કરવા પ્રેમ ધર્યો.

**ગુરૂ પરસુરામજી કહે છે:—**

મ્હારાથી વિદ્યા, મહાદેવથી શસ્ત્ર, અશ્વ, અને સર્વજ્ઞ પોપટ, તથા સિંહલ દેશથી પદ્માદેવીને વરશો. ધર્મનું સ્થાપન કરશો.

અમો યજ્ઞ, દાન, તપ, સત્કર્મ સુખરૂપે કરિ શકીશું એથી અમો સંતોષ લ્હીયે અને એજ અમારી ગુરુ દક્ષણા છે.

કલ્કિજી ગુરુનું ધ્યાન વંદન કરી આશુતોષ મહાદેવનું તપ કરે છે.

પ્રસન્ન થયેલા ભગવાન ઉમામહેશ્વર વરદહસ્તથી સર્વાંગસ્પર્શી વરપ્રદાન આપશે.

હેતપોયોગી! સર્વ વિદ્યા સંપૂર્ણ, સદા વિજયી, સર્વેશ્વર, એમ મનુષ્યો આપને કહેશે.

બહુરૂપ ધર્તા, ઐચ્છીક કર્તા–**ગારૂડી ઘોડો,** અને **સર્વજ્ઞ-પોપટ**, તથા ભૂભારહારી, મહાતેજવાળી, તીખી તલવાર **રત્નત્સરૂ.** અમોએ અર્પેલાં સ્વીકારો.

કલ્કિજી વરદ વિભુતિ સ્વીકારી વંદન કરી શમ્મલ ગ્રામ જશે. સંબંધી જનો તપ સિદ્ધ જાણી તૃપ્ત થશે. અને મહિષ્મતિ નગરીનો રાજા કલ્કિ દર્શન કરી શરણે થશે.

કલ્કિ ભગવાનના પહેલા તેમના ત્રણ ભાઈ કવિ, પ્રાજ્ઞ, સુમન્ત્રક, તથા તેમની જ્ઞાતીમાં તેમના સહાયક ગર્ગ્ય, ભર્ગ્ય, વિશાલ જન્મી ચુકયા હશે.

કલ્કિજી સંવત ૧૯૯૯ ના વૈશાખ સુદ બીજે પૃથ્વીપર પ્રસિદ્ધ થશે સાથે સિદ્ધ પુરૂષો મહર્ષિઓ આવશે. બંગાલ, મગધ, બિહાર દીલ્હી, હરદ્વાર, મથુરાં પધારી વિશ્રાંતિ ધરશે.

અને ફરીથી પંજાબ, ઈરાન પશ્ચિમ, અને અખિલ ભારતમાં ઈચ્છા પ્રમાણે સિદ્ધ સંકલ્પ વિચરશે. અનેક દુષ્ટોનું દમન કરશે.

# (૧૪) भगवान् कल्कि दर्शन चमत्कार.

ભગવાન કલ્કિજીના શરીરમાંથી દિવ્ય સુગંધ આવશે તેથી વિશ્વના બગડેલા વાયુ મંડલના દુર્ગંધનો નાશ થશે. સર્વત્ર આનંદ શાંતિ અનુભવાશે બાળકો અને વૃદ્ધો નવયુવાન થશે. સ્ત્રીઓ ને બાળકો મહાન અને સુન્દર જન્મશે. સત્ય ધર્મ જ્ઞાન, આનંદ નો સર્વત્ર પ્રકાશ થશે.

સર્વત્ર કલ્કિ ચક્રવર્તિઆણ વરતાશે. નવો સંવત ચાલશે. ઓગણત્રીસ (૨૯) મી ચતુર્યુગીની નવી ધર્મમર્યાદા બાંધશે; અને ભાવિ અવતાર વગેરેના નિયમો મહર્ષિઓ કરશે.

સમુદ્રની વચમાં સિંહલદ્વીપ છે. તેનો રાજા બૃહદ્રથ અને રાણી કૌમુદી છે. તેમની કન્યાનું નામ પદ્માદેવી છે. તે રૂપ, શીલ, યશ, શુભગુણવાળી ઈશ્વર ભક્તિવંત છે.

**તે પદ્માદેવી ગોરીશંકરનું તપ કરશે.**

# (१५) चमत्कारी वरप्रदानम् !

## तपथी प्रसन्न थयेला भगवान् गौरीशंकर कहे छे !

હે તપોપૂર્ણ દેવી! તમોને ભગવાન વિષ્ણુ વરશે. અને વિશ્વના દેવ, અસુર નાગ, ગન્ધર્વ મનુષ્ય, વગેરે કોઈ પ્રાણી મોહભાવે તમને જોશે તે સર્વ તમો જેવા સ્ત્રી સ્વરૂપ થઈ તમને અનુસરશે. ચિન્તા ન કરશો. એવું વર-પ્રદાન અર્પણ કરી ભગવાન્ ગૌરીશંકર અંતર્ધ્યાન થશે.

**સિંહલદ્વિપમાં પદ્મિનિ સ્ત્રીઓ, હંસો, અને કમલવન વિશેષ છે.**

પદ્માદેવીને વિષ્ણુ ભગવાન વરશે એવું વરપ્રદાન જાણી રાજાને ચિન્તા થશે, સર્વવ્યાપી વિષ્ણુ ક્યારે વરશે ?

રાજા સ્વયંવર રચશે. દૈવી સદ્‌ગુણી, ઐશ્વર્ય સિદ્ધ, રાજાઓને આમંત્રણ કરશે. સર્વોત્તમ સત્કાર પામેલા રાજાઓ સ્વયંવર મંડપમાં બિરાજશે.

ત્યાં સખીઓ અને સેવીકાઓના મંડલ મધ્યે દિવ્ય શણગારોથી શોભતાં પદ્માદેવી પધારશે.

પદ્માદેવીનું દર્શન થતાં જ સર્વ રાજાઓ મોહ પામશે. ત્યાં ભારે ચમત્કાર થશે. સર્વ પધારેલા રાજાઓ સ્ત્રી રૂપ થઈ જશે.

પદ્માજી વિષ્ણુ ભગવાનનું ધ્યાન ધરશે, કલ્કિ ભગવાનનો સર્વજ્ઞ પોપટ આ સઘળું જાણશે અને પદ્માજી પાસે તે હાજર થશે.

હે પદ્માજી ! વિષ્ણુ કલ્કિરૂપ પ્રગટ્યા છે આપને વરશે હું વિજ્ઞપ્તિ કરૂં છું એમ શાંતિ આપશે.

કલ્કિજી સર્વજ્ઞ પોપટનું નિવેદન સ્વીકારી શીઘ્ર દેવદત્ત અશ્વ ઉપર બેસી સિંહલદ્વિપ જશે; ઈચ્છાવર્તી પોપટ પદ્માજી પાસે જશે, વિષ્ણુ અવતાર ભગવાન્ કલ્કિજી અત્રે ઉપવનમાં પધારી બિરાજે છે, તેવો મંગલ સંદેશ કહેશે.

પદ્માજી ઉપવનમાં જઈ ભગવાનનાં દર્શન કરી વરવાનો નિશ્ચય કરશે. પદ્માજી, પિતાજીને સર્વ સમાચાર જણાવશે. રાજા રાજમહેલમાં લાવી વિધિ પ્રમાણે કન્યાદાન દેશે. થોડો સમય તેઓને રાખશે. **કલ્કિ ભગવાનનો દર્શન ચમત્કાર** સ્ત્રીરૂપ થયેલા સર્વ રાજાઓ કલ્કિ ભગવાનનું દર્શન કરશે. ગંગા સ્નાનની આજ્ઞા પામી હતા તેવા પુરૂષ થઇ જશે. કલ્કિ ભગવાનની આજ્ઞા લઈ સર્વ પોતપોતાને દેશ જશે.

કલ્કિ ભગવાન્ પદ્માજી સાથે શમ્ભલ ગ્રામમાં જશે. વિશ્વકર્મા રચિત નવીન ધામમાં નિવાસ કરશે. પુત્ર પરિવાર સંપૂર્ણથી

અશ્વમેધ મહાયજ્ઞથી બ્રહ્મયજન કરશે અને તે નિમિત્તે આવેલા રાજાઓ તથા સૈન્ય સાથે દિગ્વિજય કરવા ભૂમિમંડલમાં પ્રયાણ કરશે. સર્વત્ર પાખંડ અને દુષ્ટ વર્ગનો નાશ કરી હિમાલય હરદ્વાર ગંગાતટ કલ્કિ બિરાજશે.

કલ્કિ ભગવાનના દર્શનાર્થે વામદેવ, અત્રી વસિષ્ઠ, ગાલવ, ભૃગુ, પરાશર, નારદ, પરસુરામ, દુર્વાસા, દેવલ, અંગીરા, કૃપા, અશ્વથામા, વેદ પ્રમિતિ, અનેક મહર્ષિઓ, સિદ્ધ પુરૂષો, મહારાજા મરૂ, અને દેવાપી આવશે.

કલ્કિજી, મરૂ, અને દેવાપીને તપ યોગ સંપૂર્ણ કરી ગૃહસ્થાશ્રમ અને રાજધર્મ પાલન કરવા આજ્ઞા કરશે. મરૂને અયોધ્યા દેવાપીને દીલ્લી રાજ્યાભિષેક કરશે. અને તેઓ સર્વને સાથે લઇ કાશ્મીર, કમ્બોજ, શંબર, બરબર, વગેરે અનેક દેશોમાં દુષ્ટોનો નાશ કરશે. અને કલિકુલ સંહાર કરશે.

કલ્કિજી ભલ્લાટ નગરમાં પધારશે ત્યાંના રાજા ભકત શશીધ્વજ સાથે યુદ્ધ કરશે રાજા અને રાણી સુશાન્તા કલ્કિ ભગવાન્ પાસે પોતાના અપરાધની ક્ષમા માગશે. સત્ય અને ધર્મ સાથે ભગવાન કલ્કિની પૂજા કરી પોતાની કન્યા રમાદેવીનું દાન દેશે અને અનેક વિભૂતિ સમર્પણ કરશે.

કલ્કિજી શમ્ભલ ગ્રામમાં પધારી પદ્મા અને રમા સાથે આનંદ રૂપ રહેશે, માતા પિતાને પ્રસન્ન કરી મહર્ષિઓ સાથે રાજસૂય વાજપેય, અશ્વમેધ, આદિ મહાયજ્ઞો કરશે.

એક સમયે દેવર્ષિ નારદ અને તુંબરૂ ઋષિ શમ્ભલ ગ્રામ પધારશે અને સુમતિ દેવી સહ વિષ્ણુયશજીને બ્રહ્મવિદ્યાનો બોધ કરશે વૈરાગ્ય પામી તેઓ બદરીકાશ્રમ જશે. આત્મ બ્રહ્મૈકય લક્ષ્યધરી બ્રહ્મનિર્વાણ પામશે. કલ્કિજી તે જાણી પિતૃ યજ્ઞ કરી કૃતાર્થ થશે. કલ્કિજી પદ્માદેવી રમાદેવી, સાથે સુંદર રાજ કરશે.

કલ્કિજી મનુષ્યનાં એક હજાર વર્ષ મહાતીર્થધામ શમ્ભલ ગ્રામમાં બિરાજશે, તથા મથુરામાં બિરાજશે. મથુરાં યમુનાજી તીર્થધામ ગણાશે. દેવોની પ્રાર્થનાથી પ્રજાને સુબોધ કરી પુત્રોને રાજ આપી અને પદ્માદેવી તથા રમાદેવી સાથે કલ્કિજી હિમાલય બદરિકાશ્રમમાં તપ કરવા જશે અને ત્યાં સ્વરૂપલક્ષ્ય ધરી અંતરધ્યાન થશે.

**ઓં** ! ઇતિશ્રી ભગવાન્ કલ્કિચરિત્રં સુપ્રકાશમહોદયમ્.

---

## (१६) ओम्कार गीतम्

અને નાભિથી ઉઠાવો, બોલો ઓં, ઓં, ઓં,
ઉને કંઠમાં લંબાવો, બોલો ઓં, ઓં, ઓં.
મને મસ્તકે પહોંચાડો, બોલો ઓં, ઓં, ઓં;
ગુરૂદેવ પ્રેમ કરી બોલાવે, બોલો ઓં, ઓં, ઓં.

( રાગ કવાલી )

પરમેશ્વરનું ઉત્તમ નામ, જપવું ઓં, ઓં, ઓં.
જપવું ઓં, ઓં, ઓં, જપવું ઓં, ઓં, ઓં.
એને જપતાં ચારે વેદો, એમાં અ, ઉ, મ્ ના છે ભેદો.
હરિહર બ્રહ્માજીનું નામ, જપવું ઓં, ઓં. ઓં.
એમાં નાદ સનાતન ગાજે, એમાં ભક્તિ સનાતન રાજે
પ્રેરક પૂર્ણ પુરૂષનું નામ, જપવું ઓં, ઓં, ઓં.
એમાં ભક્તિ પરમ ભકતોની, એમાં મુક્તિ મહામુકતોની,
અક્ષય પુરૂષોત્તમનું નામ, જપવું ઓં, ઓં, ઓં.
એમાં યોગ કરિ સુરતાનો, ગુરુદેવ લક્ષ કરે નૂરતાનો
પરબ્રહ્મ તણું સતનામ જપવું ઓં, ઓં, ઓં.

---

# (१७) ओं ब्रह्मोपासना

સહુ નામ ને સહુ રૂપ તે, ઓમ્કારથી અલગાં નથી;
ઓંમ્કાર અક્ષર બ્રહ્મ છે, છે મંત્ર શ્રેષ્ઠ જ સર્વથી.

આઠે પહોર પ્રણવનો જાપ, જપી બાળે પુરાતન પાપ;
ધરે કેવલ બ્રહ્મનું ધ્યાન, ટળે દેહતણું અભિમાન;
જીવ બ્રહ્મની એકતા હોય, એમ મોક્ષ પામે જન સોય. ॥૧॥

પકડ પ્રેમ બલસે પ્રાણોકી ધારા, ચઢો ઊર્ધ્વ જપતે હુવે ઓમ્કારા;
જમાકર ભ્રૂમધ્ય આંખોકા તારા, કરો ધ્યાન ભ્રકુટિમેં નિર્ભય હમારા.

ધ્યાન યોગથી દર્શાય હરિ, બેસે બુદ્ધિ ઠેકાણે ઠરી:
કરવું શ્રવણ મનન નિદિધ્યાસ, તેથી બ્રહ્મનો થાય પ્રકાશ. ॥૩॥

# (१८) सद्गुरु ब्रह्मर्षि आदेश

પરબ્રહ્મ પ્રાય: પોતામાં વસે, સદ્‌ગુરુ વચને તે જો અભ્યસે;
ગુરુ કહે વેદાન્તનો સાર, કૈવલ્ય બ્રહ્મ પ્રભા આકાર;
જ્યારે પદ બૈઠે નૈરાશ, ત્યારે સ્વેજોત હોય પ્રકાશ;
હરે શું સમજ્યો ગુરુ કરી, સચરાચર દીઠા નહી હરી;
જે નર દેખે સઘળે હરિ, પૂર્ણ ભક્તિ તો તેણે કરી;
જ્ઞાન વિના ભક્તિ નવ થાય, ચક્ષુહિણો જ્યાં ત્યાં અથડાય;
દોષદષ્ટિ દુર્મતિ નવ ટળી, તો શું સાધ્યું કથા સાંભળી;
ઇન્દ્રિય ગ્રાહ્ય પરમેશ્વર નથી, ભમેં કોઈના મરશો મથી;
બ્રહ્માહં એ નિજ વૃત્તિથી, નિત્યે રહેજો નિવૃત્તિથી;
ગુરુ સૂર્ય અગ્નિને સેવો, માનવ જન્મ સફલ કરિ લેવો;
વિપ્ર સુપાત્રે દાન દેવા, સજ્જન ગરીબની કરવી સેવા;

## (૧૯) ( गजल ताल ३ )

જો ભજે હરિ કો સદા સોઈ પરમપદ પાયગા ॥ ટેક ॥ જો ભજે૦
દેહ કે માલા તિલક અરુ છાપ નહિ કિસુ કામકે,
પ્રેમભક્તિ કે વિના નહિ નાથ કે મન ભાયગા. ॥ ૧ ॥
દિલકે દર્પણ કો સફા કર દૂર કર અભિમાન કો,
ખાક હો ગુરુ કે કદમ કી તો પ્રભુ મિલ જાયગા. ॥ ૨ ॥
છોડ દુનિયા કે મજે સબ બૈઠ કર એકાંતમેં,
ધ્યાન ધર હરિકે ચરણકા ફિર જનમ નહિ આયગા. ॥ ૩ ॥
દૃઢ ભરોસા મનમેં કરકે જો જપે હરિ નામ કો,
કહતા હૈ બ્રહ્માનંદ બ્રહ્માનંદ બીચ સમાયગા. ॥ ૪ ॥

---

## (૨૦) ( गजल ताल ३ )

માન લે કહના હમારા મનકી લાલચ છોડ દે. ॥ ટેક ॥
ચાર દિનકી જિંદગી આખિર યહાંસે જાયગા,
સબ તરફસેં દિલ હટા હરિ કે ચરણમેં જોડ દે. ॥ ૧ ॥
યહ સભી સ્વારથભરે જિન કો પિયારે જાનતા,
ભજન કર પ્રભુકા સદા સબસે પરીતિ તોડ દે. ॥ ૨ ॥
બાલકપણા જોબન ગયા બૂઢા હુયા મરણે લગા,
અબ તો મૂરખ ચેતકર વિષયોંસે મનકો મોડ દે. ॥ ૩ ॥
યહ તેરા માનુષજનમ પલપલમેં બીતા જા રહા,
બ્રહ્માનંદ મિલે નહી ફિર જો તું લાખ કરોડ દે. ॥ ૪ ॥

# (૨૧) कालचक्र गजल

દો દિનકા જગમેં મેલા, સબ ચલાચલીકા ખેલા.
યહ નશ્વર સબ સંસારા, કર ભજન ઈશકા પ્યારા.

( રાગ કલ્યાણ. ભૈરવી ગમે તેમાં ગવાય )

ભરોંસે શું રહ્યા ભૂલી? પલકમાં પ્રાણ જાવાના;
જુવો છો અન્યના એવા, નક્કી નિજ હાલ થાવાના; ટેક.
વળેલી મૂઠિએ આવ્યા, નથી સાથે કશું લાવ્યા;
ધરા ધન ધામને મેલી, સ્મશાને સૌ સમાવાના. ભ૦
સુખેથી શું હજી સૂતા, ખરેખર ખાડમાં ખૂતા;
સમય વીત્યા પછી પ્યારા, કુશલ કયાંથી કમાવાના. ભ૦
રહોને સર્વદા સંપી, જગત જંજાલમાં જંપી;
મમત્વે મોહ થાવાથી, વિના મોતે મરાવાના. ભ૦
તમારૂં શું તમે લેખો, કરી ઝીણી નજર દેખો;
ધરા ધન ધામને કામે, નથી નિશ્ચે ધરાવાના; ભ૦
ભમાઈ ભૂલ કીધાથી, વિષયની વાટ લીધાથી;
પરાણે પાપને યોગે, ભવે ભાઠે ભરાવાના. ભ૦
ખબર પલની નથી પડતી. નથી ગુણ દોષની ગણતી;
ચડીલા કાળની ડાઢે, ચડી ચાંપે ચવાવાના. ભ૦
સદા સત્સંગને સાધો, વિસારો વેધને વાંધો;
ઉપાયો આદરો અંતે, મહા સુખને જમાવાના. ભ૦
સદા સન્માર્ગ ના શોધે, સખા શુભ વાત ના બોધે;
કૃપા પરિબ્રહ્મની શોભે, નથી દુઃખે દબાવાના. ભ૦

# (૨૨) પ્રભુમળવા પ્રભુરૂપ બનો.

---

( ગજલની લય )

પ્રભુને પામવા માટે ઘણાં ફાંફાં ઘણા મારે,
પુછે જો કોઈ ભેદુને, હૃદયથી તે કહે ત્યારે. ૧
થઈ ભીખારી જો કોઈ તમારી પાસ ત્યાં આવે,
તમે નહી ને તમારા ભાઇ, તમાચા ગાળ વરસાવે. ૨
તમે જો ભીખ માગંતા, પ્રભુ પાસે જવા માગો,
તમોને નહી જવા દેશે, કહેશે દૂરથી ભાગો. ૩
પ્રભુને પામવા માટે પ્રભુ જેવા તમે થાઓ,
પધારો શેઠજી થાશે પ્રભુ પેલા રહ્યા જાઓ. ૪
મને આ–આ–મને આપો, મને આ આપજો પ્યારા,
ભીખારી થઇ નહી માગો હૃદય માગો કહી મારા. ૫
વિસારી કામ ને ક્રોધ મુકી દ્યો મોહ મત્સરને,
લગાવી લોભને લાતો સજો સંતોષ બખ્તરને, ૬
પ્રભુજી જેમ રાખે છે રહી સંતોષ માનીને,
નમીને ચાલજો નિત્યે નમેલા નેક માનીને, ૭
પરાયો માલ ના લેશો પરાયી સ્ત્રી મુકી દેજો.
પ્રભુજી ના મળે તો તો પછી આવી મને કે'જો. ૮
પછી નીરાંતથી નાહી, કરી તન મન રૂડું સાફ,
નીરાંતે એકલા બેસી ગુનાઓ કહો કરે માફ. ૯
કપાળે ભસ્મ કે ચંદન હૃદય રૂદ્રાક્ષ કે કંઠી,
લગાવી વૃત્તિયો વાળો રહે ઢીલી જશે વંઠી. ૧૦
લગાવી ધૂપ ને દીવા સુવાસીત પુષ્પની સાથે,
કરીને ઇષ્ટની પૂજા ધરાવો જે કંઈ હાથે. ૧૧

દૃઢાસનથી પછી પ્રીતે બીરાજી શાન્ત આસનમાં,
મીંચી આંખો જપો જાપો ગમે તે એક પણુ મનમાં. ૧૨.

પ્રથમ પા અર્ધ કે પોણો પછી કલ્લાક વહી જાશે,
પછી તો એક બે ને ત્રણુ કલાકો એ થશે થાશે. ૧૩.

અજબના સ્થાનમાં ભાઇ નીરંતર જ્યોતિ જે જાગે.
નિરખવા યત્ન આરંભો ધીમે આ બ્રહ્મ એ માગે. ૧૪

થશો નીરાશ ના પહેલાં રહો મંડ્યા ધીમે ભાઈ,
નિહાળીને થશો ઘેલા અજબ કારીગિરિ ત્યાંહિ. ૧૫.

પ્રભુને પામવા માટે અજબ આ માર્ગ સીધો છે,
ગુરૂ છે દેવ વિપ્રોનો, સમજ્યો તેહ લીધો છે. ૧૬.

---

# (૨૩) धर्मधतींग दर्शनम्

---

ધુરંધર વિદ્વાન થયા પણુ, દેશ જાણીતા ડાહ્યા રે;
ગમ્ય ન ઉઘડી ગોવિંદની તો, ગયા વિષયથી વાહ્યારે.
ભયે ધર્મ ઠગોરે અપાર, કલિમેં ચેતકે રહના.
ભેખધારી સબ ભેદવાદી ભયે, પ્યારો કિયો પાખંડ;
કિસ બિધ સમઝાઉં હે, કલિયુગ કોપ્યો હરિ.
પૃથ્વી પાખંડે ખાધી રે, સત્યની શોધ નથી લાધી રે;
કોઈ ડીંગલીયા દેવને, કોઈ ચીંથરીયાને પૂજતા.
અચેત જીવ અજાણુને, સાચા પ્રભુ નથી સૂઝતા;
બહુદિન પીતળ પૂજ કે, રહા મૂઢ કા મૂઢ.
ઈશ્વર તો અલગા રહા, સો જાના નહિ ગૂઢ;
ચેતન કો જાના નહિ, પૂજે પાદુકા વસ્ત્ર.

ગુરુ હરિ તો રહ ગયા, સેવત કાગજ પત્ર;
કલિમલ ગ્રાસે ધરમ સબ, લુપત ભયે સદ્ગ્રંથ.
દંભિન નિજ મતિ કલ્પિ કરી, પ્રગટ કિયે બહુ પંથ;
વેદ વિરોધી જેટલા છે પામરના પંથ.
ગપ્પો જુઠી ગોઠવી બાંધે છે બહુ ગ્રંથ;
જીવ બુધ્ધે કરી ગુંથ્યા ગ્રંથ, મમતે સહુ વધારે પંથ.
જ્યાં લગી આત્મા તત્ત્વ ચિન્યો નહિ;
ત્યાં લગી સાધના સર્વ જુઠી.
ઇન્દ્રીયગમ્ય પરમેશ્વર નથી, ભરમે કોઇ ના મરશો મથી.
સહુ જન ખોટા જગમાં નથી, દૈવી જીવ સારા સર્વથી;
દૈવી જીવ આ જગમાં જેહ, ધર્મ બ્રહ્મ અધિકારી તેહ.

---

## (૨૪) सूरदासनी भविष्यवाणी

અરે મન ધીરજ કયોં ન ધરે
મેઘનાદ રાવણકા બેટા સોપુની જન્મ ધરે,
પૂરવ પશ્ચિમ દક્ષિણ ઉત્તર ચહોં દિશ કાલ પરે,
અકાલ મૃત્યુ જગમાંહિ વ્યાપે પ્રજા બહુત મરે.
દુષ્ટ દુષ્ટકો ઐસા કાટે, જૈસો કીટ જરે,
એક સહસ્ત્ર નૌસોસે ઉપર ઐસા યોગ પરે,
સહસ્ત્ર વર્ષતક સત્યયુગ બીતે ધર્મકી બેલ બઢે.
સ્વર્ણ ફુલ પૃથ્વી પર ફુલે પુનિ જગ દિશા ફરે,
સૂરદાસ યહ હરિકી લીલા ટારી નહિ ટરે.

---

# (૨૫) तीर्थदेव महिमा गयो

## ગંગા, જમના, નર્મદા મહિમા ગયો ! ! !

સંવત ૧૯૫૬ માં ગંગાનું આયુષ્ય પૂર્ણ થયું. સંવત ૧૯૯૨માં જમનાનું આયુષ્ય પૂર્ણ થયું. સંવત ૧૯૯૪ માં નર્મદાનું પણ તેમજ થયું. જલ રહે, સ્નાન કરે પણ સ્નાન પુણ્યફલ ન મળે, ગંગામાં નહેરો કરી, ગટરો વાળી, બંધ બાંધ્યા છે. પૂર્વયુગનાં તીર્થ–પુષ્કર, કુરુક્ષેત્ર, નૈમિશારણ્ય છે પણ પુણ્ય ફલદાતા નહિ. દેવોની મનુષ્યકલ્પિત જડ મૂર્તિઓમાં સિદ્ધમંત્રો નહિ હોવાથી દૈવત આવ્યું નથી, રહ્યું નથી; જેથી તેનું દર્શનફલ કોઇને મલતું નથી. અંધ-શ્રદ્ધાની અથડામણ–વિટંબણા છે. એ વિચારવંત સર્વ ને સમજાય છે. સત્યયુગ તીર્થ યમુનાજી થશે. મથુરા, વૃન્દાવન, શમ્ભલ પ્રદેશ પુણ્ય-ધામ થશે ! ! !

---

# (૨૬) कलिमहिमा

**कले र्दोषनिधे राजन्नस्ति ह्येको महान्गुणः ।**
**किर्तनादेव कृष्णस्य मुक्तसंगः परं व्रजेत् ॥**

મહર્ષિ શુકદેવ મુની કહે છેઃ–હે રાજા પરિક્ષિત !

દુર્ગુણુના ભંડારરૂપ કલિયુગમાં એક મોટો સદ્‌ગુણ છે.

ઓં એ એકાક્ષર બ્રહ્મમંત્રનું હું બ્રહ્મ છું એ લક્ષ્ય સાથે કીર્તન જપ અનન્યપ્રેમે કરવાથી જ સર્વસંગરહિત થઇ બ્રહ્મરૂપ થઈ જાય છે.

કલિમાં છે એ ગુણ પોતાના પ્રતિપાલક,
કળિ શકે તે કુણ દોષ તણા નિર્દાલક;
મન ચિંત્યાં સત્કર્મ શીઘ્ર સફલ તે થાશે.
અંકે કર્યા અધર્મ મનન કરે મરદાશે,

કૃષ્ણ (બ્રહ્મ)તણાં કિર્તન (ઓં) ગાવાં સુણુવાં ગમશે;
થાશે પાપ પતન સંકટ સઘળાં સમશે.

મનુ અને પારાશર ધર્મશાસ્ત્ર પ્રમાણુ—**"दानमेकं कलौ युगे"** કલિયુગમાં ધર્મનું ચોથું ચરણુ **દાન** એકજ પ્રધાનમોક્ષ સાધન ગણાશે.

યાજ્ઞવલ્કય ધર્મશાસ્ત્ર પ્રમાણુઃ—

**" अयं तु परमोधर्मो यद्योगेनात्मदर्शनम् ॥**

હું બ્રહ્મ છું એવા તીવ્ર અભ્યાસ રૂપ આત્મદર્શન કરવું એ મનુષ્યોનો મુખ્ય ધર્મ છે. એને રાજયોગ કહે છે.

**"स्वस्वरूपानु संधानं भक्तिरीत्यभिधीयते "**

સર્વ મનુષ્યે હું બ્રહ્મ છું, એમ પોતાના આત્માનું અનુસન્ધાન કરવું તેજ સાચી ભક્તિ છે.

---

## (२७) आकाशनुं तारा मंडल !

કલિયુગ સંપૂર્ણુ થયો તેમાં તારામંડલ પ્રત્યક્ષ પ્રમાણુ છે. ઈન્દોરની વેધશાળાના જ્યોતિષ ગણીતશાસ્ત્રમાં હિન્દના પ્રસિદ્ધ પંડિતોથી સન્માન પામેલા પંડિત ગોપીનાથ શાસ્ત્રી ચુલેટકર પણુ મહાયંત્રોથી દર્શન કરી કહે છે કે સૂર્યમાં ઉંડા છેદ પડી ગયા છે.

મંગલની ચાલ ફરી ગઇ છે. તારામંડલ મંદ પડી ગયું છે. સપ્તર્ષિઓની ગતિ ફરી ગઈ છે. ઉત્તર અને દક્ષિણુ ધ્રુવ મંદ પડયા છે. રાશીઓમાં તેજોપુંજ રહ્યું નથી.

## (२८) युगक्षय

યુગ બદલાય તે પહેલાં આશ્ચર્યકારક કાર્યો થાય છે. લોહીનો વરસાદ અનેક પ્રદેશમાં થઈ ગયો છે. પત્થરોનો વરસાદ અનેક દેશમાં

થઈ ગયો છે. પ્રયાગરાજમાં પ્રાતઃકાલમાં સૂર્યને બે વાર ફરતો અને તેમાંથી ધુણી નીકળતાં જોયો છે.

બિહાર પ્રાંતમાં ઘોર ધરતીકંપ થયો છે. અને તેથી ભયંકર જાનમાલનો નાશ થયો છે. તુર્કસ્તાનમાં ભારે ભૂકમ્પ થયો છે. કવેટા બધું નાશ પામ્યું છે.

સંવત ૧૯૮૧ માં ગંગા જમુનાની ભારે રેલમાં વીસ માઇલના વિસ્તારમાં જળપ્રલયથી જાનમાલનો અપાર નાશ થયો છે. હરદ્વાર, ઋષિકેશ અડધું નાશ થયું છે.

નર્મદા, તાપીમાં અનેકવાર ભારે રેલ સંકટ થયું છે. સંવત ૧૯૮૩ માં હિન્દુસ્તાનમાં ગુજરાતમાં સર્વત્ર જલપ્રલય હતો. વીરમગામ, વડોદરા જલમાં લય થતાં બચ્યાં છે.

સંવત ૧૯૯૪માં અખિલ હિન્દના અનેક પ્રદેશમાં ઉલ્કાપાતો (વીજળીઓ) પડવાથી અનેકવાર મનુષ્યો, પશુઓનો નાશ થયો છે.

## સમુદ્રે મર્યાદા મૂકી !

યુરોપમાં સમુદ્રે મર્યાદા મુકવાથી દોઢસોથી ચારસો જેટલાં ગામનો નાશ અને નુકશાન થયું છે. પ્રચંડ વાયુથી આકાશમાંથી અનેક વિમાનો નાશ પામ્યાં છે. પ્રચંડ વાયુથી ગુજરાત તથા અનેક દેશોમાં મનુષ્યો, પશુઓ ઘરો, વૃક્ષોનો નાશ થયો છે.

બ્રહ્મદેશમાં ભયંકર રેલ બ્રહ્મપુત્રામાં આવવાથી મોટાં બે શહેરોનો નાશ થયો છે.

## ચીન દેશમાં પ્રચંડ જલ પ્રલય !

પીળી નદીમાં રેલ આવવાથી દોઢ લાખ ચીનાઓ જલપ્રલયમાં નાશ થયો છે. ફરી રેલથી એકહજાર ચોરસ માઈલમાં પાણી ફરી વળવાથી ચાર હજાર ગામ ડુબી ગયાં છે, પંદરસો ગામ પાણીમાં નાશ થયાં છે. આઠ લાખ લોકોનો પાણીમાં પુરો નાશ થયો છે.

ગોહત્તી—તા. ૬-૬-૩૯ વાયુના ભયંકર તોફાનથી અસંખ્ય પશુ, ઘર, ઝાડનો નાશ થયો છે.

બંગાલમાં-ભારે આગથી અને ભારે અતિવૃષ્ટિથી અનેક ગામમાં ભયંકર નુકશાન થયું છે. સખ્ખરમાં માંછલીનો વરસાદ થયોછે.

સંવત ૧૯૯૫માં તુર્કસ્તાનમાં ભારે ધરતીકંપ હજારો મકાનોનો નાશ, હજારો માણુસો દુઃખી. તા. ૨૧ જુલાઇ ૧૯૩૮ ગ્રીસમાં ધરતીકંપથી ઘણાં જાન, માલની ખુવારી. તા. ૧૬ જુલાઈ ૧૯૩૮, લાહોરમાં ધરતીકંપ. હિન્દના ૬૦૦ દેશી રાજ્યોની પ્રજા અનેક અત્યાચારોથી ભારે ત્રાસ-દુઃખોથી પીડાય છે. પંજાબ હિસાર તરફ ભયંકર દુકાળ, ઘાસપાણી વિના લાખો ગાયોનો નાશ. કચ્છ કાઠીઆવાડ ગુજરાત વગેરે દેશોમાં ૧૯૯૫ માં ચોમાસામાં વરસાદ ન થવાથી ત્રણ માસમાં દુષ્કાલ, પાણી અને ઘાસ વિના અનેક લાખો પશુઓનો નાશ થઈ ગયો, લાખો ખેડુતો અન્ન અને પાણી વિનાના ટળવળતા હતા. ચાર આને એક ગાય, બળદ, ભેંસ, વેચાયાં અને લાખો ગાયો અને બળદોને ઘાસપાણી ન મળવાથી છુટા મુકી દેવાયાં. ધાડો અને ચોરોથી અસંખ્ય પ્રજા સર્વત્ર દુઃખી થઇ રહી છે.

નર્મદામાં રેલ આવવાથી ભરૂચમાં બે હજાર ઘરનો નાશ થયો છે ભારે માલનું નુકશાન થયું છે હજારો મનુષ્ય મહા કષ્ટમાં છે. સંવત ૧૯૯૬ માં વિશ્વયુદ્ધ થશે. રોગ, ભૂખ, ભૂમિકંપ, ચોરભય અગ્નિભય અનેક પ્રકારે પ્રજાને ઘણું કષ્ટ થશે. ૧૯૯૭, ૧૯૯૮ માં પણ તેવુંજ જાણુશો.

પદ્મા નદીમાં ભારે રેલ આવી છે. બ્રહ્મપુત્રામાં ભારે રેલ સર્વ પ્રદેશ પાણીમય થયો છે, પારાવાર નાશનુકશાન થયું છે.

### કાઠીયાવાડમાં ઘોર ધરતીકંપ

પાળીયાદ, બોટાદ, ચૂડા, પાલીતાણા, સર્વત્ર કેટલાક માસ ધરતીકંપ ચાલુ રહ્યા છે. પાળીયાદમાં સેંકડો મકાનનો નાશ, મનુષ્ય, પશુ, માલમાં ભારે નુકશાન થયું છે.

## ઓન્ટેરીયો પર પુંછડીયો તારો

લોકોમાં ભારે ગભરાટ, માઇલો સુધી છવાયેલો પ્રકાશ.

ઓન્ટેરીયોના વાયવ્ય ખુણુમાં જમીનથી લગભગ પા માઇલ ઉપર આકાશમાં ફરકેલા તેજોમય ધૂમકેતુથી આકાશમાં માઈલો સુધી પ્રકાશ પથરાઇ ગયો હતો. વાહનોનો વ્યવહાર અને અવરજવર અટકી પડયો હતો. લોકોમાં ભારે ગભરાટ ફેલાઇ ગયો હતો. ધૂમકેતુ અદ્દશ્ય થઇ ગયા બાદ આકાશમાં ધૂમાડો છવાઇ ગયો હતો.

વિજ્ઞાનપત્રોમાં જણાય છે કે—અમેરીકાના શાંત દરીયામાં સબ-મરીનથી તપાસતાં જલમાં નવો દેશ, બાગ બગીચા સાથે પાણીમાંથી બહાર આવતો જાય છે. જેમાં મનુષ્યો વગેરે કોઈ પ્રાણી નથી.

તા. ૧—૯—૧૯૩૯, સંવત ૧૯૯૫ના શ્રાવણ માસમાં બ્રીટીશ, ફ્રાન્સ, પોલાંડની જર્મન સાથે લઢાઈ જાહેર થઈ. પોલાંડનો બોંબ અને તોપમારાથી નાશ થયો. જર્મન, રશિયા એક થઇ ફ્રાન્સ ઉપર આક્રમણ કર્યું. ચીન જાપાનનું યુદ્ધ ઘણા સમયથી પરસ્પરના નાશ સાથે ચાલુ છે. જર્મન સબમરીનોએ અનેક સ્ટીમરો ડુબાડી અતિ ભારે ભયકંર નુકશાન કર્યું છે. ભવિષ્યમાં વિશ્વયુદ્ધની વૃદ્ધિ થશે.

---

# (૨૯) भक्तोना अवतार

---

કલ્કિપુરાણ અંશ ત્રણ, અધ્યાય બાર પ્રમાણે—

**यथावतारः कृष्णस्य तथा तत्सेविना मिह ॥ २५ ॥**

આલોકને વિષે જેમ દરેક યુગમાં સત્પુરૂષો ભક્તોના તથા ધર્મના રક્ષણ માટે અને દુષ્ટ પાપીઓના નાશ માટે ભગવાન વિષ્ણુ પોતાની યોગમાયાથી અવતાર ધરે છે

તેજ પ્રમાણે તેવાંજ કાર્ય કરવા ભગવાનના ભક્તો પણ અવતાર ધરે છે.

તેવીજ રીતે દેવતાઓ તથા દેવીઓના અવતાર પણ થઈ ગયા છે.

નરસિંહ મહેતા, મીરાંબાઈ, તુલસીદાસ, સુરદાસ, તુકારામ, નામદેવ, કબીરજી આદિ અનેક ભક્તોના અવતારો આવી ગયા છે.

---

## (३०) हिमालय सिद्धाश्रम

પર્વતમંડલ ચક્રચૂડામણિ **હિમાલય** પર્વતમાં મહાસિદ્ધ મહર્ષિઓનો **સિદ્ધાશ્રમ** છે. ત્યાં સત્ય વેદશાસ્ત્ર સમસ્ત વિદ્યાઓનાં સર્વ સાહિત્યો સુંદર સુરક્ષિત છે.

**સત્યયુગનો** ઉદય થશે તે સમયે મહર્ષિઓ સાથે લાવશે.

## (३१) युरोप अने अमेरीकानी शोध

આગામી મહાયુદ્ધમાં ઝેરનો ઉપયોગ થશે ! ! ! અમેરીકાની પ્રયોગશાળામાં ઝેરી દવાઓનાં સર્જન થઇ રહ્યાં છે.

(૧) આ ઝેરનું નામ—"એસેટીલ્કોલાઇન" છે. અને તેના એક ટીપામાં લાખ્ખો રજકણો નીમાયેલાં છે. હવામાં તેનું એક બિન્દુ પડતાં તે આજુબાજુ સેંકડો માઇલના ઘેરાવામાં પ્રસરે છે, અને શરીરના કોઈપણ ભાગને સ્પર્શ થતાં માણસ મુર્છીત થઇ જાય છે, અને એ મતિવિભ્રમ બની જાય છે. સહજ વધુ અસર થતાં તેને હડકવા લાગુ પડે છે, અને અંદર અંદરના માણસો સાથે કાપાકાપી કરે છે.

(૨) કલોરાલોજી, અને સ્કોપોલેમીન, નામના બે વસાણાંનું મિશ્રણ કરી **હીપ્નોટીક ગોળી** બનાવે છે. તે પાણીમાં સહજ ઓગળી જાય છે અને તે પીવામાં આવે તો ગમે તેવા મજબુત મનનો માણસ પણ દુશ્મનના ચરણે ઢળી પડે છે.

ૐ

(૩) ત્રીજા વિજ્ઞાન શાસ્ત્રીએ આશ્ચર્યકારક ઝેર બનાવ્યું છે. આ ઝેરથી લાખોની વસ્તીવાળા શહેરને નિંદ્રામાં નાંખી શકાય છે. તેના પર બૉમ્બમારો ચલાવી સહેલાઈથી જીત મેળવી શકાય છે.

---

## (૩૨) युग परिवर्तन

પ્રમાણુ ભવિષ્ય પુરાણુ ઉત્તરાર્ધ અધ્યાય. ૩૦

नन्दाङ्क नन्देन्दुमिते च वत्सरे
मार्गसिते सोमसुते नवम्याम् ।
गौराण्ड राज्यं प्रलयं प्रयान्ति
समस्त भूपाः सुखिनः भवन्ति ॥

સંવત ૧૯૯૯ માગશર સુદ નોમ બુધવારે ગૌરાંડ રાજ્યો જશે પછી ભૂમંડલમાં સુખ થશે.

મહાભારત વનપર્વ અ૦ ૧૯૦ પ્રમાણુઃ—

યુગાંત અથવા યુગક્ષય કલિયુગનો અંત આવે ત્યારે બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો, કપટથી ધર્મનું આચરણ કરશે. પરસ્પર વર્ણશંકર પ્રજા ઉત્પન્ન કરશે. પુરૂષો ધર્મની જાળ પાથરીને તે વડે લોકોને ફરમાવશે.

બ્રાહ્મણો તર્ક હેતુવાદથી મોહિત થઈ યજ્ઞ, હોમ, વ્રત કરશે નહિ. પણ વેદનિંદા કરશે અને નીચ કર્મ કરશે. રાજાઓ એક બીજાને યુદ્ધ માટે આહવાન કરશે.

કન્યાઓ પોતેજ વર મેળવીને પરણુશે. પતિ પત્નિથી અને પત્નિ પતિથી સંતોષ પામશે નહિ. પુરૂષો અને સ્ત્રીઓ પોતપોતાની ઇચ્છા પ્રમાણે વર્તશે, બધા લોકો એકવર્ણુ થઇ જશે.

સર્વ મનુષ્યો મ્લેચ્છના જેવા આચારવાળા—સર્વ પદાર્થ ભક્ષણ કરવાળા, ક્રૂરકર્મ કરવાળા થશે.

લોભથી લેવડ દેવડમાં એક બીજાને છેતરશે. કોઇ જાતની મર્યાદા રહેશે નહિ. દેશમાં રહેતા સર્વ લોકોનો આચાર તથા વેષ સરખો થઇ જશે.

યુગના અંત સમયમાં સર્વ પ્રાણીઓનો વિનાશ થશે. આકાશનું તારામંડલ નિસ્તેજ થઇ જશે.

દેશમાં રાંધેલું અન્ન વેચાશે. સ્ત્રીઓ પોતાનાં ઉત્તમ અંગને વેચશે. ગાયો અલ્પ દુધવાળી થશે. વૃક્ષો અલ્પ ફળવાળાં થશે. સર્વ લોકો ઘણાજ પાખંડથી ભરેલા થશે.

સોળમે વર્ષ પુરુષોને પળીયાં આવશે, મનુષ્યનું આયુષ્ય જલ્દી ક્ષય થઇ જશે.

શૂદ્રલોકો ધર્મોપદેશ કરશે, અને બ્રાહ્મણો સેવક થઇ માન્ય કરશે. એ પ્રમાણે કલિયુગનો ક્ષય થશે.

લોકોનું વિપરીત વર્તન થાય તેજ પ્રલયનું યુગક્ષયનું પૂર્વરૂપ સમજવું.

જ્યારે સૂર્ય, ચન્દ્ર, અને બૃહસ્પતિ પુષ્ય નક્ષત્રમાં કર્કરાશીના ચોથા ચરણમાં એક સાથે આવશે ત્યારે સત્યયુગનો આરંભ થશે.

કલ્કિપુરાણ—અનુભાગવત, મહાભારત, ભાગવત, દેવીભાગવત, વિષ્ણુપુરાણ, ભવિષ્યપુરાણ, રામાયણ આદિ અનેક ગ્રન્થ પ્રમાણ કલિયુગના ધર્મો.

સત્ય, પવિત્રતા, ક્ષમા, દયા, આયુ, બલ, અને યાદશક્તિનો ધીરે ધીરે નાશ થશે.

મનુષ્યના જન્મ, આચાર, ગુણ, અને ઉન્નતિનું મૂળ કેવળ ધન જ ગણાશે.

ધર્મ અને ન્યાયમાં કેવળ ધનજ સાધન થશે. લેવડ દેવડમાં ઘણું જ કપટ થશે. સ્ત્રી પુરૂષની ચાતુર્યતા માત્ર વિષયી જ રહેશે, દ્વિજત્વમાં માત્ર જનોઇ રહેશે. યતિમાં દંડ, ચર્મ, નિશાન જ રહેશે. સદાચાર ઉપર કોઇજ ધ્યાન નહિ આપે. વાચાલને પંડિત માનશે.

કલ્પિત પાખંડીને સત્પુરૂષ માનશે. પરસ્પર ગમશે તે વિવાહ ગણાશે. કેશની વિચિત્રતાને સુન્દરતા ગણાશે. પેટ ભરવું એજ પુરૂષાર્થ થશે. કીર્તિને ધર્મ ગણશે. પ્રજાનાં ધન, સ્ત્રી, વિગેરે નિર્દય, લોભી થઈ રાજાઓ લૂંટશે, કર નહિ ભરાશે, કલેશ, ભૂખ, તરસ. રોગ, ચિન્તા વગેરેથી મનુષ્યનાં શરીર નાનાં થઈ જશે. લોકો નાસ્તિક થઈ સ્વધર્મ છોડી દેશે, ચારે વર્ણ શુદ્ર સરખી થશે. વર્ણાશ્રમ ધર્મ નષ્ટભ્રષ્ટ થશે.

અન્ન, ફલ, વનસ્પતિ ઘણાં ઝીણાં થશે અને સત્વ તથા સ્વાદહીન થશે. સ્ત્રીઓ જારણી થશે. વેદશાસ્ત્ર પુરાણ સ્મૃતિ પાખંડ દૂષિત થશે. બ્રાહ્મણો નોકર બની વિદ્યા ભણાવશે અને ઉપદેશ કરશે.

શૂદ્રો તપસ્વી વેશ ધરી દાન લેશે, ધર્મબોધ કરશે, ગુરૂ બનશે. સર્વ નદીઓ એક કીનારે વહેશે, અનેક પ્રકારના અધર્મો થશે. ત્યારે કલ્કિ અવતાર થશે.

લંડન બ્રિટિશ ધર્મગુરૂના પ્રાર્થના મંદિરમાં એવો નિયમ સંભળાય છે કે દરેક મહારાજાની પ્રતિમા (ફોટો) મુકાય છે જે મહારાજાની પ્રતિમા મુકતાં સ્થલ સંકોચ થાય છે તે સમય પરિવર્તનનો છે, આ સમયે તેવો યોગ બન્યો છે. અને તે ધર્મમંદિરનો પણ જર્મન બોંબરોએ વિનાશ કર્યો છે.

---

## (૩૩) પૃથ્વીના મહાપુરુષો કહે છે

**મી. હીજલીપ્મેન** કૃત "આકાશથી મૃત્યુ" નામનું પુસ્તક વાંચવાથી નિશ્ચય થશે કે, સર્વ રાજ્યોએ મહાયુદ્ધ માટે અનેક

લાખો મણુ મહાભયંકર પ્રમાણુથી ઝેરી ગેસ તૈયાર કરી છે. જેથી સારૂંય યૂરોપ પશુપક્ષિ, વૃક્ષ સર્વ ભસ્મીભૂત થશે અને આકાશનું વાયુમંડલ બગડી જશે. ઝેરી હવા વ્યાપક થશે. સંસાર પ્રાણીમાત્રનો નાશ થશે.

## ફ્રાન્સના મહાન જ્યોતિષશાસ્ત્રી

**રોમાં રોલાં** લખે છેઃ—આજ અમો એવા સમયમાં છીએ કે અમારી સભ્યતા નાશ થવાની છે; અને બીજી નવીન સભ્યતાનો આરંભ થશે.

## પાદરી વાલ્ટર વેન સાહેબનો સન્દેશ

મિશ્ર દેશના મીનારા પર પ્રાચીન પ્રસિદ્ધ એક લેખ મેં વાંચ્યો છે કેઃ—એક હજાર વર્ષ માટે શીઘ્ર સત્યયુગ આવે છે.

**લંડનના પ્રસિદ્ધ જ્યોતિષશાસ્ત્રી એચનીલર લખે છે કેઃ**—આવતા બે વર્ષોમાં સંસારમાં એવું મહાન પરિવર્તન થશે કે દુનિયાં તેને કેવી રીતે સહન કરશે તે કહી શકાતું નથી.

**મિ. વેલ્જ લખે છે કેઃ**—દુનિયાં લોહીની નદીમાં ન્હાવાને તૈયાર બેઠી છે.

**લંડનના મહાન જ્યોતિષશાસ્ત્રી શેરો લખે છે કેઃ**— દુનિયામાં મહાયુદ્ધનું જોર સને ૧૯૩૯ ના નજીક થશે. દુર્બલતા એટલી વધશે કે બહુ લોક ભૂખે મરશે.

## યુરોપ જનરલ લુડેન ઉર્ફ લખે છે કેઃ—

યુરોપ નાશ થવાની તૈયારી ઉપર જઇ રહ્યું છે. એશીયાના લોક એનું સ્થાન લેશે.

## મક્કાના હમીદીયા પુસ્તકાલયમાં

અરબી ભાષાના એક પુસ્તકાલયમાં લખે છેઃ—જ્યારે ફાટફૂટ અને વ્યભિચારી વધશે ત્યારે એક પુરૂષ આવશે. તે આત્મશક્તિઓના સ્વામી હશે, તે અગ્નિનાં શસ્ત્રો નાશ કરી દેશે, તેની પાસે કેવલ

તલવાર હશે. તે સર્વત્ર વિજય પ્રાપ્ત કરશે. સૃષ્ટિ એની આજ્ઞાનું પાલન કરશે, તે સૃષ્ટિને સ્વર્ગ બનાવી દેશે. એની કૃપાથી વૃદ્ધો યુવાન થઇ જશે.

ઇસ્લામ ધર્મ બન્ધુઓની ભાષાના ગ્રન્થોમાં મદિનાની પ્રસિદ્ધ **મકસૂમ બુખારીમાં** જણાવે છે:—

૧૪–ચૌદમી સદી હિજરીની બીજી તિહાઈમાં ક્યામત આવશે. અને હજરત મહદી પ્રગટ થશે. ૧૦૦ વર્ષની તિહાંઇ ૩૩ વર્ષને ૪ માસ છે. બીજી તિહાંઇ ૬૬ વર્ષ ૮ માસની છે. વિક્રમ સંવત ૨૦૦૦ ની અષાડ વદ અમાવાસ્યાએ હિજરી સન ૧૩૬૩ માસ રજબ તારીખ ૨૮ મી છે. આ ચૌદમી બીજી તિહાંઈ હશે.

અન્ય ગ્રન્થમાં પણ લખે છે:—

**અરે હિન્દુસ્તાન વાલો! ઉઠો! જાગો! વિચાર કરો!!!**

દુનિયાં નાશના પરદામાં જવાને તૈયાર છે! જે કંઇ કરવું હોય તે આજે જ કરી લ્યો!

## બુંદેલખંડ–પન્ના! પ્રણામીમત

પ્રણામીમતના પ્રાણનાથના લેખીગ્રંથ "**કુલજુગસ્વરૂપ**"માં બીસા સંવત ૨૦૦૦ સુધીમાં યુગપરિવર્તન વિષે ઘણું લખ્યું છે.

## બૌદ્ધ ભિક્ષુઓ

બર્માના દસ હજાર બૌધ ભિક્ષુઓ ગૌતમ બુધના આગલા અવસરની (કલ્કિજી)ની સ્વાગતની તૈયારીઓ કરી રહ્યા છે.

## યોગીરાજ અરવિન્દ ઘોષ!

પાંડીચેરી પહાડમાં "**યોગ અને યોગ સાધન**"માં લખે છે:— કલિયુગ સમાપ્ત થઈ ગયો છે. પ્રાચીન જ્ઞાન અને સભ્યતાનો નાશ થઇ ચુકયો છે.

**હવે સમય એ છે કે આગળ વધવાની વાતનો આરંભ કરાય આ સમય આવવાવાળા સત્યયુગને માટે તૈયારીઓ કરવાનો છે**

### ગોરખપુર કલ્યાણના તંત્રી મહાશયઃ—

મહાસંહારકી તૈયારી બહૂતહી સમીપ હૈ, ઔર ઈસપર વિચાર કરના અતિ આવશ્યક હૈ.

### પંજાબ શિખધર્મના ગુરુ ગોવિંદસિંહજિ !

દશમગ્રંથ સાહેબમાં લખે છેઃ—

કલિયુગની સમાપ્તિ સંવત બીસા ૨૦૦૦ માં થશે અને કલ્કિ ભગવાન પધારશે.

પાપ સમુહ વિનાશન કો કલ્કિ અવતાર કહાવેંગે;
તરકસ તુરંગ શુપુછ બડુ કર, કાઢ કરપાન ખપાવેંગે;
નિકસે જૂં કેહર પર્વત સે, તિસ શોભા દેવાલ પાવેંગે;
બડે ભાગ ભયે ઉસ શમ્ભલકે, હરિજી હરિમંદિર આવેંગે.
ઉઠે સબ દેશનકો દૂલો, પટસિંદે સબ રાજન ભૂલો.

પંજાબ શીખધર્મ—ગુરુ ગ્રન્થ **ભવિષ્યવાણી**

ગુરુ ગ્રન્થ પાંચમી માલામાં—

**सतानवे सत छोरसी, अठानवे हटताल;**
**नवानवे नर जागसी, सो पुरे जयकार.**

સત્તાણુના વર્ષમાં સર્વમાંથી સર્વ પ્રકારે સત્ય જશે ! અધર્મનું બલ વધશે ભય ત્રાસ કષ્ટ વધશે અઠ્ઠાણુમાં મનુષ્ય, પશુ, પક્ષી, અન્ન, જલ, ફલ, ફુલ, ઘાસ, દ્રવ્ય સર્વ વસ્તુઓનો નાશ થશે. ઉજ્જડ નિર્જન શુનશુનાકાર થશે.

નવ્વાણુમાં સર્વ તપશ્ચર્યામાં ગુપ્ત રહેલા સિદ્ધો મુનીઓ મહર્ષિઓ બ્રહ્મર્ષિઓ રાજર્ષિઓ સાથે કલ્કિ ભગવાન પધારશે.

બે હજારની સાલમાં સત્યયુગનો પ્રારંભ થશે. સત્ય અને ધર્મનો ઉદય જયજયકાર થશે.

ઈજીપ્ત દેશના પીરામીડમાં લખેલી પ્રાચીન ૭ હજાર વર્ષની

ભવિષ્યવાણી. ઈસ્વીસન ૧૯૩૯ની ૨૭મી નવેમ્બરથી જગતમાં મહા યુદ્ધ ફાટી નીકળશે.

અને એ રાક્ષસી રણસંગ્રામમાં પરમેશ્વરને નહિ માનનારી પ્રજાઓનો સદંતર નાશ થશે.

એ યુદ્ધ જગતમાં સૌથી મહાન અને સૌથી ભયંકર હશે.

એ યુદ્ધ થયા પછી પૃથ્વીના પટપરથી યુદ્ધ માત્ર અદ્દશ્ય થશે.

અને એક હજાર વર્ષ સુધી દુનિયાની માનવ જાત સંપૂર્ણ શાંતિ અને સુખનો અનુભવ કરશે.

---

## (३०) चतुर्युगी प्रलय !

---

ચાર યુગના સર્વ સાહિત્યનો નાશ થશે, કોઈ વૃતાન્તનું નામ નિશાન રહેશે નહિ, દુનિયાની યાંત્રિક સર્વ સાહિત્ય સૃષ્ટિઓ, સત્યયુગથી કલિયુગ પૂરો થતાં સુધિના કલાઓના સર્વ ગ્રન્થસાહિત્યો અખિલ વિશ્વના ઐતિહાસિક સાહિત્યો.

ખગોળ, ભૂગોળ અને રસાયન તત્ત્વો, ભૌતિકશાસ્ત્રો, દુનિયાની અનંત કલ્પનાઓ, સર્વ કંપનીઓ, યંત્ર, મંત્ર, તંત્ર, દેવોપાસનાવિધિઓ, સર્વ પાખંડ કલ્પના અને અસત્ય માત્રનો વિલય થશે.

સર્વ પ્રકારનાં વૈદ્ય, ડોકટરોનાં શાસ્ત્ર, સાહિત્યો, જ્યોતિષ અને સમસ્ત પ્રકારનાં કર્મકાંડો વિગેરે સર્વનો વિનાશ થશે.

અખિલ ભૂમંડલના અસત્ રાજ્યો, શાસનો, કાયદાઓ, અને અનંત કોટી પ્રકારની ચિત્ર વિચિત્ર રચનાઓનાં સર્વ સાહિત્યનો વિનાશ થશે.

ગત સત્યયુગ પૂરો થયો ત્યારે હિન્દુઓની પ્રાચીન સભ્યતાના પૂર્ણેન્દ્રરૂપ એક દેશ ડુબી ગયો હતો, તેનો બરાબર પત્તો મલતો

નથી, પણ અંગ્રેજો તેને "એટલેંસ" કહે છે; અને તેને ૧૨૦૦૦ વર્ષ ઉપરનો ડુબાવાનો સમય છે. સત્યયુગનાં આ કલિયુગ પૂરો થતાં ચતુર્યુગીનાં બાર હજાર વર્ષ બરોબર મલતાં જ છે. ત્રેતાયુગ બદલાતાં સોનાની લંકા દિવ્ય વિભૂતિવાળી ડુબી ગઈ હતી, દ્વાપરયુગ બદલાતાં ભાગવત સ્કન્ધ ૧૧ પ્રમાણે સપ્તર્ષિઓના શ્રાપથી સમુદ્રમાં રહેલી વિશ્વકર્મા દેવે બનાવેલી રત્નહીરા મણી મુક્તાવલીવાળી ભગવાન શ્રી કૃષ્ણચન્દ્રના કુટુંબ અને રાજ્યવાળી સુવર્ણમયી દ્વારકાં નગરી સાતમે દિવસે સમુદ્રમાં ડુબી ગઇ હતી.

તેવીજ રીતે કલિયુગ પુરો થતાંજ ભારત વર્ષની બહારનો એક દેશ અને એક સુંદર શહેર, જે વર્તમાન કલિયુગની સભ્યતાનું કેન્દ્ર હશે; તે ડુબી જશે. પૂર્વ પરંપરાથી જ્યારે જ્યારે યુગ બદલાય છે ત્યારે ત્યારે તેવુંજ થાય છે. આ વખતે પણ નિશ્ચય તેવુંજ થશે.

---

# (૩૧) सिद्ध प्रमाणदर्शन.

## महाराजा मेधातिथी

મનસ્મૃતિ કે ભાષ્ય મેં, મેધાતિથિ ગયે ભૂલ.
વહી ભૂલ સંસારમેં, અન્ધકાર કી હૈ મૂલ.

પ્રથમના પ્રાચીન શાસ્ત્રમાં કલિયુગનું પ્રમાણ ચાર લાખ બત્રીસ હજાર વર્ષનું મલતું નથી. સૌથી પ્રથમ આજથી અગિઆરસો વર્ષ ઉપર મનુસ્મૃતિના ટીકાકાર રજપૂત રાજા મેધાતિથીએ આ ત્રણ ભૂલ કરી છે.

તેના ઉપર કોઇએ પાંચ હજાર વર્ષ આગળના પ્રાચીન ઋષિપ્રણિત ગ્રંથના આધારે વિચાર કર્યો નથી! (૧) ૪૮૦૦ વર્ષના કલિયુગને સત્યયુગ માન્યો (૨) અને ૧૨૦૦ વર્ષના સત્યયુગને કલિયુગ માન્યો (૩) અને દિવ્ય વર્ષનો દેવતા અર્થ કર્યો જેથી ૩૬૦ ગુણી

ચાર લાખ બત્રીસ હજાર વર્ષ લખી દીધાં એમ મોટી ત્રણ ભૂલ કરી છે!

આજથી પાંચસો વર્ષ ઉપર મનુસ્મૃતિના ટીકાકાર કુલ્લૂક ભટ્ટે તેનું ખંડન કર્યું છે.

તેના પર આજ સુધીના કોઈ પણ સત્યશોધક વિચારશીલ વિદ્વાન પંડિતોએ વિચાર કરવાનો લક્ષ્ય લીધો નથી.

---

## (૩૨) चतुर्युगो आयुष्य

### યુગોનો આયુષ્ય હજારો વર્ષનો છે, લાખોનો નથી!!!

મનુસ્મૃતિ અધ્યાય એક, શ્લોક ૬૯–૭૦–૭૧

**चत्वार्याहुः सहस्राणि वर्षाणां तत्कृतंयुगम् ।**

**तस्यतावच्छती संध्या संध्यांशश्चतथाविधः ॥**

**इतरेषु स सन्ध्येषु स सन्ध्यांशेषु च त्रिषु ।**

**एकापायेन वर्तन्ते सहस्राणि शतानि च ॥**

**तदेतत्परिसंख्याप्त मादावेव चतुर्युगम् ।**

**एतद्द्वादश साहस्रं देवानां युगमुच्यते ॥**

કલિયુગ ચાર હજાર વર્ષનો છે.

એના ચારસો વર્ષોની સંધ્યા અને ચારસો વર્ષોનો સન્ધ્યાંશ છે.

તત્પશ્ચાત્ તે પછી સત્યયુગ આવે છે. (તત્શબ્દ પૂર્વનો પરામર્ષક છે અને પોતાથી પેહેલાંનો ઈસારો કરી અને સત્યયુગથી અલગ કરે છે.)

એટલે કલિયુગ ૪૦૦૦ વર્ષનો છે. ૪૦૦ સંધ્યા, ૪૦૦ સંધ્યાંશ, કુલ ૪૮૦૦ વર્ષોનો કલિયુગ છે. સંધ્યા અને સંધ્યાંશ સહિત બીજા ત્રણ યુગોનું પ્રમાણ એક હજાર અને એકસો એકસો ક્રમપૂર્વક ઘટાડવાથી હિસાબ મળે છે.

જેમ ૪૦૦૦ માંથી એક હજાર ઘટાડો તો ૩૦૦૦ રહે ૪૦૦ વર્ષની સંખ્યા ૪૦૦ વર્ષનો સંખ્યાશ એકસો એકસો ઘટાડો તો ૬૦૦ રહે એટલે ૩૬૦૦ ત્રેતા, એમ ૨૪૦૦ દ્વાપર, એમ ૧૨૦૦ સત્યયુગ થાય છે.

એ પૂર્વ સંખ્યા પ્રમાણુ ચાર યુગનાં વર્ષ ગણાવ્યાં એમ બાર હજાર કુલ વર્ષનો દેવતાઓનો એક યુગ થાય છે.

વર્તમાન અર્વાચીન પુસ્તકો, પંચાંગો અને પંડિતો ચતુર્યુગીનાં વર્ષ ૪૩૨૦૦૦૦ તેંતાળી લાખ અને વીસ હજાર ગણે છે. તેનું કોઈ પણુ શાસ્ત્રમાં પ્રમાણુ મલતું નથી. અને જે પ્રમાણો બતાવવાનો હઠાગ્રહ રાખે છે તે તો અર્વાચીન પુસ્તકોના ઉતારા લખે છે. તેમાં એના એજ અંધ રૂઢીવાદ હોય છે. ચતુર્યુગીનાં એટલે દેવના એક યુગનાં વર્ષ માત્ર ૧૨૦૦૦ બાર હજાર વર્ષ મનુષ્યનાં સર્વ શાસ્ત્રસિદ્ધ છે.

## (३३) अथर्व वेद प्रमाण

**शतं ते युतं हायनाँ द्वे युगे त्रीणि चत्वारि कृण्मः ।**
**इन्द्राग्नी विश्वेदेवास्ते नु मन्य तामर्हणीय मानाः ॥**

સાયણાચાર્ય આ મંત્રનું ભાષ્ય આ પ્રમાણે કરે છે.

**"चतुर्णा युगानां सन्धि संवत्सरान् विहाय युग चतुष्टस्य मिलित्वा अयुतः संवत्सराः स्युः तान् विभज्य कलि द्वापराख्ये त्रीणि त्रेता सहितानि चत्वारि कृतयुग सहितानि कूर्म इति आशास्यते"**

વેદમાં સન્ધી અને સન્ધ્યાંશ વિના કલિયુગ ૪૦૦૦ વર્ષ, દ્વાપર ૩૦૦૦ વર્ષ, ત્રેતા ૨૦૦૦ વર્ષ અને સત્યયુગ ૧૦૦૦ વર્ષ એમ ચારે યુગનો આયુષ્ય ભેગો ગણો તો દસ હજાર વર્ષ થાય છે. એમાં દેવતાઓનાં વર્ષ જણાવ્યાં નથી કેવલ સંવત્સર લખ્યો છે.

એનો સાર મનુષ્યોના વર્ષ સમજવાનો છે. આ મંત્રમાં પહેલો

કલિયુગ, પછી દ્વાપર, ત્રેતા, સત્યયુગ એવી અવળી રીત ગણી છે તે ધ્યાન આપવા યોગ્ય છે.

## (૩૪) वेदांग प्रमाण

ઋગ્વેદાંગ નિરૂક્ત દૈવતકાંડ સાત, અઢાર પ્રમાણુઃ—

દિવ્ય શબ્દની વ્યુત્પત્તિ "દિવ્યોદિવિજો" છે.

નૈઘંટુક કાંડમાં દિવિ દ્યુ દિવસનો વાચક છે.

દિવસમાં સૂર્યજ પ્રકાશે છે. જેથી દિવ્ય સૂર્યનું નામ છે.

વ્યાકરણ શાસ્ત્ર પ્રમાણુઃ—

દિવ ધાતુમાં "સ્વોર્યૈયત્" પ્રત્યય લાગે છે.

વ્યુત્પત્તિ "દિવિભવંદિવ્યમ્" દિવસે સૂર્ય પ્રકાશે છે,

જ્યોતિષ શાસ્ત્ર સૂર્ય સિદ્ધાન્ત પ્રમાણુઃ—૧૪, ૨૯

દ્યુ શબ્દનો અર્થ દિવસ છે.

પરાશર ધર્મશાસ્ત્રઃ—

यत्तुसातपवर्षेण स्नानं तद्दिव्यमुच्यते ।

જે સૂર્યના પ્રકાશ સાથે વરસાદથી સ્નાન કરવામાં આવે છે તે દિવ્યસ્નાન કહેવાય છે. દિવ્ય—સૂર્યનો વાચક છે.

દેવતા શબ્દ વ્યાકરણુશાસ્ત્રના "દેવાતલ" આદિ સૂત્રોથી બને છે.

## (૩૫) पूर्वमीमांसादर्शन शास्त्र प्रमाण

છઠ્ઠા અધ્યાય, સાતમાપાદ, તેરમા અધિકરણુમાં ૩૧ થી ૪૦ સૂત્રમાં સહસ્ર સંવત્સર શબ્દસ્ય સહસ્રદિન પરતાધિકરણું સહસ્ર સંવત્સરંતદાયુષ્ય અસંભવાત્મનુષ્યેષુ વિશ્વસૃજાંઋષિણાં ઇદંસત્રંતત્સહસ્ર દિનંઇતિ સિદ્ધાંતઃ ।। વિચારશીલ વિવેકી વિદ્વાન્ મહાશયો ! ! !

આપ સમજી શકો છો કે જ્યાં લાખો કે હજારો વર્ષો લખ્યાં છે. તેટલું મનુષ્ય આયુષ્ય ન હોવાથી તેને દિવસો સમજવા તે શાસ્ત્રનો રહસ્ય સાર છે.

## (३६) धर्मशास्त्र प्रमाण

**निर्णय सिन्धु प्रकरण ३ पूर्वार्ध**

**चत्वार्यब्द सहस्राणि चत्वार्यब्द शतानि च ।**
**कलेर्यदा गमिष्यन्ति तदा पूर्वयुगा श्रिता ॥**

ચાર હજાર અને ચારસો વર્ષ જ્યારે કલિયુગનાં થઇ જશે ત્યારે પૂર્વ યુગોના સમાન ધાર્મિક કાર્યો થવા લાગશે.

અહિં કલિયુગનાં ચુવાલીસો (૪૪૦૦) વર્ષનો આયુષ્ય જણાવ્યો છે. એ કલિયુગ અને સન્ધ્યાનો સમય છે. એમાં ૪૦૦ (ચારસો) વર્ષ સન્ધ્યાંશનાં મેળવો તો ૪૮૦૦ વર્ષનો કલિયુગ થાય છે.

ગોયા નિર્ણય સિન્ધુમાં કલિયુગનાં ૪૮૦૦ વર્ષનો આયુષ્ય ચોખ્ખો જણાવ્યો છે.

કલિયુગ કી અસલી ઉમર, અડતાલીસસો સાલ.
જિસકો પૂરી કર ચુકા, જીવીત હૈ કુછ કાલ.

---

## (३७) रामायण प्रमाण

વાલ્મીકિ રામાયણ. ઉત્તરકાંડ, સર્ગ ૭૨, શ્લોક ૫,

**अप्राप्त यौवनं बाले पंच वर्ष सहस्रकम् ।**
**अकाले कालमापन्नं मम दुःखाय पुत्रकम् ॥**

ભગવાન રામચન્દ્રજીના રાજ્યમાં એક બ્રાહ્મણનો પુત્ર પાંચ હજાર વર્ષના આયુષ્યનો મરી ગયો હતો.

તે બ્રાહ્મણે પુત્રનો મૃતદેહ રામચન્દ્રજીના પાસે રજુ કર્યો, યુવાન થયા વિના પિતા પહેલો પુત્ર અકાલે કેમ મર્યો?

મહાન પ્રસિદ્ધ પ્રખર પંડિત રામાભિરામી ટીકા લખે છે:—

**"पंच वर्ष सहस्रकं वर्ष शब्दोत्र दिनपरः**
**किञ्चिन्न्यूनं चतुर्दश वर्ष मित्यर्थः । "**

અહિં વર્ષ શબ્દનો અર્થ દિવસ છે, કંઇક કમ ચૌદ વર્ષના બરાબર પાંચ હજાર વર્ષ થાય છે.

### રામનો રાજ્ય સમય

વાલ્મીકિ રામાયણ, બાલકાંડ અધ્યાય ચાર, શ્લોક ૯૭, પ્રમાણ:—

**दश वर्ष सहस्राणि दश वर्ष शतानि च ।**
**रामो राज्य मुपासित्वा ब्रह्मलोके गमिष्यति ॥**

સૂર્યવંશી દશરથપુત્ર રામચન્દ્રજી અગિઆર હજાર વર્ષ રાજ્ય કરી બ્રહ્મલોકમાં જશે.

આ વર્ષ સંખ્યા તે સૂર્ય વર્ષ દિવસ ગણાય છે.

ત્રીસ વર્ષ, છ માસ, વિસ દિવસ, રામે રાજ્ય કર્યું હતું.

---

## (૩૮) महाभारत प्रमाण

---

### રામ અને પરશુરામ

મહાભારત આદિપર્વ અધ્યાય બે. શ્લોક ત્રણ:—

**त्रेताद्वापरयोः सन्धौ रामः शस्त्रभृतांवरः ।**
**असकृत्पार्थिवंक्षत्रं जघानामर्ष नोदितः ॥**

તેત્રા અને દ્વાપરયુગની સન્ધિમાં શસ્ત્રધારિયોમાં શ્રેષ્ઠ પરશુરામ ભગવાને ક્રોધ કરી પુનઃ પુનઃ એકવીસવાર નક્ષત્રિ પૃથ્વી કરી.

રામચન્દ્રના વંશમાં બે પુત્ર લવ અને કુશ હતા. લવના વંશથી મહારાજા ઉદયપુર (મેવાડ) નો વંશ ચાલુ છે. અને કુશના વંશથી જયપુર, જોધપુર, અને કાશ્મીરના મહારાજાનો વંશ ચાલુ છે. એ સર્વ પુરૂષ પેઢીઓની સંખ્યા એકસરખી મલતીજ છે.

રામચન્દ્ર સહિત આજદિન સુધીના જયપુર મહારાજા માન

સિંહજી સુધી અવિચ્છિન્ન મળે છે. અને તે (૨૩૨) બસોને બત્રીસ પેઢીઓ થાય છે.

શાસ્ત્ર સિદ્ધ કલિયુગ ૪૮૦૦ વર્ષનો છે, આજ સુધિ ૪૭૯૭ વર્ષો થયાં છે. ગતદ્વાપર ૩૬૦૦ વર્ષોનો હતો, તે પહેલાં ત્રેતાનો સંન્ધ્યાંશ ૪૦૦ વર્ષો હતાં જેમાં દશરથપુત્ર રામ હતા. કૂલ વર્ષ ૪૭૯૭+૩૬૦૦+૪૦૦=૮૭૯૭ વર્ષ થયાં એટલો સમય રામચન્દ્રને થયો, તેમાં રામ સહિત બસોને બત્રીસ રાજાઓની પેઢીઓ થઇ છે તેજ વાત સપ્રમાણ પરમ સત્ય છે.

**पुष्पं पुष्पे यदाराजन् फले वा फलमाश्रितः ।**
**प्रजास्यति महाराज तदा संक्षेप्स्यते युगम् ॥**

જ્યારે પુષ્પમાં પુષ્પ આવે તથા ફલમાં ફલ આવે ત્યારે યુગક્ષય થાય છે. બિહારમાં ઝંઝાપુર સ્ટેશનમાં બીજા ફળના ઝાડમાં રીંગણાં આવ્યાં હતાં અને અનેક જગાએ એક પુષ્પમાં બીજી જાતનાં પુષ્પ આવેલાં જોયાં છે.

આથી મ્હારો અંતરાત્મા વારંવાર સૂચના કરે છે, કલિયુગનો અંત અતિ નજીક આવી ગયો છે.

---

## (३९) ज्योतिषशास्त्र प्रमाण

**સૂર્યસિદ્ધાન્ત જ્યોતિષશાસ્ત્ર પ્રમાણઃ—**

**सन्ध्या सन्ध्यांश सहितं विज्ञेयंतच्चतुर्युगम् ।**
**कृतादिनां व्यवस्थेयं धर्मपाद व्यवस्थयः ॥**

સન્ધ્યા અને સન્ધ્યાંશ સહિત સત્યયુગ આદિ ચાર યુગ જાણો અને તેની ક્રમ વ્યવસ્થા પણ ધર્મના પાદ—ચરણ પ્રમાણે કરવી.

**युगस्य दशमो भागश्चतुस्त्रि बध्यकेगुणा ।**
**क्रमात्कृतयुगादिनां षष्ठांशः सन्ध्ययोःस्वकः ॥**

ચાર યુગનો એક યુગ ગણાય છે અને તેનો દશમો ભાગ ક્રમથી ચાર પાદનો સત્યયુગ, ત્રણ પાદનો ત્રેતાયુગ, બે પાદનો દ્વાપરયુગ, એક પાદનો કલિયુગ, ગુણવામાં ગણાય છે. અને તે પ્રમાણે છઠ્ઠો અંશ સંધ્યા અને સંધ્યાંશમાં ગણાય છે.

જેમ ચતુર્યુગી વર્ષ ૧૨૦૦૦ તેનો દશમો ભાગ ૧૨૦૦ અને તેનો છઠ્ઠો ભાગ ૨૦૦ તેમાં ૧૦૦ સંધ્યા અને ૧૦૦ સન્ધ્યાંશ થયો અને તે ૪ પાદ પુરો ધર્મ સત્યયુગ છે–તેનાં વર્ષ થયાં ૧૨૦૦ અને તેને ગુણતાં ત્રેતાનાં ૨૪૦૦, દ્વાપરનાં ૩૬૦૦ અને કલિયુગનાં ૪૮૦૦ એ પ્રમાણે ગણાય છે.

---

## (૪૦) धर्मना चार चरण

**कृते:प्रवर्तते धर्मश्चतुष्पात्तज्जनैधृतः ।**
**सत्यं दया तपो दान मितिपादाविभोर्नृप ॥**

હે રાજા ! મનુષ્યોએ ધારણ કરેલો ધર્મ સત્યયુગમાં સત્ય, દયા, તપ, દાન એ ચાર પાદ (ચરણ) વાળો છે. અને ત્રેતામાં દયા, તપ, દાન અને દ્વાપરમાં તપ, દાન તથા કલિયુગમાં કેવલ દાન, ધર્મજ રહે છે. (મહાપુરાણ ભાગવત, મનુ, પરાશર, ધર્મશાસ્ત્ર.)

**સિદ્ધાન્ત શિરોમણિ જ્યોતિષશાસ્ત્ર પ્રમાણ—**

જગ પ્રસિદ્ધ ભાસ્કરાચાર્ય લખે છે—

**खखाभ्र दन्त सागरै युगाग्नि युग्म भूगुणैः ।**
**क्रमेण सूर्यवत्सरै कृतादयो युगांघ्रयः ॥**

| અનુક્રમે સત્યુગ, | ત્રેતા, | દ્વાપર, | કલિયુગ |
|---|---|---|---|
| ૪ | ૩ | ૨ | ૧ ગુણમાં દિવસો |
| ૪૩૨૦૦૦ | ૮૬૪૦૦૦ | ૧૨૯૬૦૦૦ | ૧૭૨૮૦૦૦ છે. |

તેને ૩૬૦ ભાગ લ્યો તો સત્યયુગાદિ વર્ષ—

| ૧૨૦૦ | ૨૪૦૦ | ૩૬૦૦ | ૪૮૦૦ થાય છે. |
|---|---|---|---|

સૂર્યસિદ્ધાન્ત ૧/૧૫.

तद्द्वादश सहस्त्राणि चतुर्युग मुदाहृतम् ।

તે ચાર યુગનાં બાર હજાર વર્ષ કહ્યાં છે.

પ્રાચીન ધર્મશાસ્ત્ર અને પુરાણુનાં પ્રબલ પ્રમાણુઃ—

મનુસંહિતા અધ્યાય એક, મહાપુરાણુ ભા. ૩, ૧૧, ૧૯, વિષ્ણુ-પુરાણુ, અને મહાભારત, અનુભાગવત, કલ્કિપુરાણુ ૩, ૫, ૧૨, ૩.

द्वादशाब्द सहस्रेण देवानां च चतुर्युगम् ।
चत्वारि त्रीणि द्वे चैकं सहस्र गणितं मतम् ॥
तावच्छतानि चत्वारि त्रीणि द्वे चैक मेव हि ।
सन्ध्याक्रमेण तेषान्तु सन्ध्यांशोऽपि तथाविधः ॥

બાર હજાર વર્ષની ચતુર્યુગી થાય છે, તે દેવોનો એક યુગ ગણુાય છે.

| યુગ— | સત્ય | ત્રેતા | દ્વાપર | કલિ |
|---|---|---|---|---|
| વર્ષ— | ૧૦૦૦ | ૨૦૦૦ | ૩૦૦૦ | ૪૦૦૦ |
| સંધ્યા— | ૧૦૦ | ૨૦૦ | ૩૦૦ | ૪૦૦ |
| સંધ્યાંશ— | ૧૦૦ | ૨૦૦ | ૩૦૦ | ૪૦૦ |

એવી ગણુત્રિ વ્યાસ મહર્ષિ સંમત છે.

## (૪૧) भागवत महापुराण प्रमाण

ભા૦ સ્કન્ધ ૧૨, અ૦ ૧ શ્લોક, ૩૯ સુધિમાં તુરુષ્ક, ગુરૂંડ, મૌન, શૃંગ વગેરેનું વર્ણુન કરી ૪૦ માં મહર્ષિ વ્યાસમુનિ લખે છે—

" तुल्य काला इमे राजन् "

શુકદેવમુનિ કહે છે—હે પરિક્ષિત રાજા ! એ બધા રાજા એકજ સમયમાં થશે.

ભાગવત સ્કન્ધ બાર, અધ્યાય એક, શ્લોક ૩૦ માં લખ્યું છે કે " दश गुरुण्डाश्च " भविष्यन्ति " ગૌરા દસ રાજાઓ થશે.

સંસ્કૃતમાં અંગ્રેજ જાતિને ગુરૂંડ કહે છે. ગુરૂંડ જાતિના સિલસિલા સુફિયાના પુત્ર જોર્જ અવ્વલથી સન્ ૧૭૧૪ ઇસ્વીથી ચાલે છે એની ગણત્રી આ પ્રકારે છે.—

| | | | | |
|---|---|---|---|---|
| (૧) જોર્જ દીફર્સ્ટ | સન્ ૧૭૧૪ | ઇસ્વી. થી | ૧૭૨૭ | ઇસ્વી. સુધી |
| (૨) જોર્જ દીસેકિંડ | ,, ૧૭૨૭ | ,, | ૧૭૬૦ | ,, |
| (૩) જોર્જ દીથર્ડ | ,, ૧૭૬૦ | ,, | ૧૮૨૦ | ,, |
| (૪) જોર્જ દીફોર્થ | ,, ૧૮૨૦ | ,, | ૧૮૩૦ | ,, |
| (૫) વિલિયમ દીફોર્થ | ,, ૧૮૩૦ | ,, | ૧૮૩૭ | ,, |
| (૬) ક્વીન વિક્ટોરિયા | ,, ૧૮૩૭ | ,, | ૧૯૦૧ | ,, |
| (૭) એડવર્ડ દીસૈવન્થ | ,, ૧૯૦૧ | ,, | ૧૯૧૦ | ,, |
| (૮) જોર્જ દીફિફ્થ | ,, ૧૯૧૦ | ,, | ૧૯૩૫ | ,, |
| (૯) એડવર્ડ દીએટથ | ,, ૧૯૩૫ | ,, | ૧૯૩૬ | ,, |
| (૧૦) જોર્જ દીસિક્સ્થ | ,, ૧૯૩૬ | ,, | ૧૯૪૧ | ,, |

વર્તમાન આ બાદશાહ પોતેજ દસમા ગુરુંડ છે. જેઓની સંખ્યા ઈંગ્લાંડના ઇતિહાસમાં સન સાથે આપેલી છે. એજ સંખ્યા મહર્ષિ વ્યાસમુનિએ લખેલી ભાગવતમાં મળતી છે.

સત્યયુગ દર્શનમાં ભાવિ સંવત ૧૯૯૬થી ૧૯૯૮ મહા વિશ્વયુદ્ધ જણાવ્યું છે એ વર્ષમાં લંડન પર મોટી આફત આવશે. જલથી મોટો ભય થશે. તે સમયે વર્તમાન દુનિયાના ઘણા બાદશાહ નહિજ હોય. જાપાન, જર્મન, ફ્રાન્સ, ઇટાલી, તુર્કી, અમેરીકા, અરબ, વિગેરે ઘણા દેશ નષ્ટપ્રાય થશે. કોઈ સ્થળે સમુદ્ર ફરી વળશે વગેરે અનેક પરિવર્તન થવાનું છે. પછી કલ્કિ ભગવાનની કૃપાથી સર્વત્ર શાન્તિ સ્થાપન થશે એટલા માટે સર્વ લોકોએ આનંદ શાંતિથી રહી પરંબ્રહ્મની અનન્ય ભક્તિનો આજથીજ આરંભ કરી દેવોજ જોઇએ.

## (૪૨) नव प्रकारना वर्ष भेद.

સૂર્ય સિદ્ધાન્ત ૧૩/ પ્રમાણ:-

**બ્રહ્માવર્ષ** જેને સૃષ્ટિસંવત્સર કહે છે. **દિવ્યવર્ષ** સૂર્યની ઉત્તર દક્ષિણની ગતિની ૩૬૦ દિવસનું છે. **પિતૃવર્ષ** મનુષ્યના એક માસનું થાય છે. **પ્રજાપતિવર્ષ** એક સર્ગસૃષ્ટિનું છે.

**ગુરૂવર્ષ** મનુષ્યનાં ૧૨ વર્ષનું છે. **સૌરવર્ષ** ૩૬૫ દિવસનું છે.

**સાવનવર્ષ**-સૂર્ય ઉદયથી આગળ સૂર્યોદય સુધી દિનરાતનું છે.-એજ સૂર્યવત્સર, સૂર્યાબ્દ, દિવ્યવત્સર, દિવ્યવર્ષ કહેવાય છે.

દિવ્યવર્ષનો પ્રસંગાનુસાર અર્થ થાય છે:—

દિવ્ય ૧૪ વર્ષનો સ્વલ્પ રામવનવાસ ૩૬૦ દિવસના વર્ષનો છે. અને હજારો કે લાખો વર્ષની ગણત્રી હોય ત્યાં વર્ષ એક દિવસનું ગણાય છે.

**સૌરવર્ષ**-૩૬૫ દિવસનું છે. તેનો આરંભ સંક્રાંતિથી છે. અને તે કેવલ યજ્ઞ તથા કર્મકાંડમાંજ લેવાય છે. બીજે નહિ.

**ચાન્દ્રવર્ષ**-તિથિઓના હિસાબથી ૩૫૪ દિવસનું છે.

**નક્ષત્રવર્ષ**-બાવન ઘટી કંઇક પલનું થાય છે.

---

## (૪૩) सप्तर्षि प्रमाण : कलियुग पुरो थाय छे.

મહાપુરાણ ભાગવત સ્કન્ધ ૧૨, અ० ૨.

જ્યારે સપ્તર્ષિઓ મઘાનક્ષત્રમાં આવ્યા ત્યારે કલિયુગ પ્રવર્ત્યો અને જ્યારે મઘાથી પૂર્વાષાઢામાં આવ્યા ત્યારે કલિયુગ વૃદ્ધિ પામ્યો *"**तिष्ठन्त्यब्द शतं नृणाम्**" આકાશમાં ઉદય પામેલા તે સપ્તર્ષિઓ એક નક્ષત્રમાં મનુષ્યોના સો વર્ષ સુધી રહે છે.

મઘાથી રેવતી સુધી અઢાર, અશ્વિનીથી રેવતી સુધી સત્તાવીસ,

અશ્વિનીથી કૃત્તિકા સુધી ત્રણ, ૧૮+૨૭=૪૫+૩=૪૮ નક્ષત્ર થયાં તે અડતાલીસો (૪૮૦૦,) કલિયુગનાં વર્ષો વિક્રમ સંવત ૨૦૦૦ ના અષાડ વદ અમાસે મધ્યાન્હે સંપૂર્ણ થાય છે.

---

## (४४) विष्णुपुराण प्रमाण.

**इत्थं कलौ गतप्रायो जनेषु खर धर्मिणि ।**
**धर्म त्राणाय सत्वेन भगवानवतरिष्यति ॥**

એ પ્રમાણે કલિયુગમાં સર્વત્ર સર્વતત્વ ભ્રષ્ટનષ્ટ પ્રાય થઈ જશે અને મનુષ્યો દુરાચારી થશે, ત્યારે ભગવાન વિષ્ણુ કલ્કી અવતાર પ્રગટ થશે.

दण्डीकवि कहे छे केः—

**ननु वक्तु विशेष निःस्पृहा गुण गृह्या वचने विपश्चितः ।**

સજ્જનો વિદ્વાનો હંસ, ભ્રમર, પેડે વચનમાંથી સાર ગ્રહણ કરે છે. અને વિશેષ વાતોથી વિરામ લે છે.

---

## (४५) शाक संवत विचार

**युधिष्टिरो विक्रम शालिवाहनौ ततो नृपः स्याद्विजयाभिनन्दनः ।**
**ततस्तुनागार्जून भूपतिः कलौ कल्कि षडेते शक कारकाः स्मृताः॥**

યુધિષ્ટિર, વિક્રમ, શાલિવાહન, વિજ્યાભિનંદન, નાગાર્જુન, કલ્કિ, એ ૭ કલિયુગમાં શક પ્રવર્તક થશે. આ શ્લોક કોઇનો મન કલ્પિત છે. કેમકે કેવલ શાલિવાહન શક જાતિના હતા, એમના સંવતને શાકા કહે છે. બાકીના યુધિષ્ટિર વગેરેના કેવલ સંવત કહેવાય છે.

યુધિષ્ઠિરનો સંવત ૩૦૪૦ નો, વિક્રમનો ૧૩૫નો, શાલિવાહનનો ૧૮૦૦૦નો, વિજયાભિનંદનનો ૧૦૦૦નો, નાગાર્જુનનો ૪૦૦૦૦ નો,

અને કલ્કિનો ૮૨૧ નો સંવત છે! સત્ય પ્રેમી સજ્જનો! ઉપરના શ્લોકમાં ઉપર બતાવેલી વર્ષ સંખ્યાઓ ક્યાં છે??? જાણે કોઇ પઢત મૂર્ખ ધૂર્ત્તજન કલ્પિત હોય તેમ છે!

બીજી વાત એ છે કે વિક્રમ સંવત કુલ ૧૩૫ વર્ષનો લખ્યો છે અને એતો અત્યારે ૧૯૯૭ના ચાલે છે. એ પ્રમાણે શક અને સંવતમાં ભ્રાંતિમાં પડેલા કંઇ પંડિતોએ યુગ વિષયમાં લાખો વર્ષો સિદ્ધ કરવા માટે ભારે ગરબડ કરી રાખી છે!

મેરી બાતો કી તરફ ધ્યાન ધરો કુછ વીર.
શંકાઓ કો દેખકર શૂર તજે નહિ ધીર,

---

## (૪૬) महाघोर ग्रहण योग

કલિયુગના અંતમાં બે મહાન ગ્રહણ થશે. સુપ્રસિદ્ધ જ્યોતિષ શાસ્ત્રનું પાંચ વર્ષનું પંચાંગ સપ્રમાણ છે. કર્તા–અનંત પંઢરીનાથ શાસ્ત્રી છત્રે, શકે ૧૮૫૯ કિંમત રૂ. ૨–૦–૦. પતા–ગિરગાંવ, અમૃતવાડી, મુંબઈ ૪.! કાશીના દશ વર્ષીય પ્રસિદ્ધ પંચાંગમાં પણ તેવી જ રીતે મલતું છે દૃઢ નિશ્ચય દેખો.

એ પંચાંગમાં—સંવત ૨૦૦૦ અષાડ વદ અમોસનું સૂર્યગ્રહણ છે. શ્રાવણ સુદ પૂનેમનું ચંદ્રગ્રહણ છે. બેઉ ગ્રહણમાં ભારે અંધકાર થશે.

સંવત ૨૦૦૦ અષાડ વદ અમાસ ને રવિવાર તા. ૧–૮–૪૩ ના દિવસે સૂર્ય, ચંદ્ર, ગુરુ, પુષ્ય નક્ષત્રમાં કર્ક રાશીના ચોથા ચરણમાં એક સાથે ભેગા થાય છે. તે સત્યયુગનો પ્રારંભ સિદ્ધ કરે છે.

**પ્રમાણઃ**—કલ્કિ પુરાંણ અંશ ત્રણ અધ્યાય ૭/૧૦.

કલ્કિ ભગવાન્ સંવત ૧૯૯૯ ના વૈશાખ સુદ બીજે સુપ્રસિદ્ધ થશે. તેમના અંગથી દીવ્ય સુગંધ આવશે તેથી બ્રહ્માંડનો દુર્ગંધ વાયુ શુદ્ધ થશે. સર્વનાં મન બ્રહ્મસ્વરૂપમાં આનંદ પ્રકાશ પામશે.

---

# (૪૭) बसोबत्रीस पुरुषनो रामवंश सप्रमाण कलि संपूर्ण.

## સૂર્યવંશી મહારાજા રામચંદ્રની વંશાવલી,



૧ રામચંદ્ર

લવ — ૨ કુશ

| | | |
|---|---|---|
| ૩ અતિથી | ૧૩ દલબલસ્થ | ૨૩ પુત્ર |
| ૪ નિષદ | ૧૪ શિલ | ૨૪ પુષ્ય |
| ૫ નલ | ૧૫ ઉકથ | ૨૫ ધ્રુવસંધિ |
| ૬ નભ | ૧૬ વજ્રનામ | ૨૬ સુદર્શન |
| ૭ પુંડરીક | ૧૭ શંખન | ૨૭ અગ્નિવર્ણુ |
| ૮ ક્ષેમધન્વ | ૧૮ વ્યુષિતાશ્વ | ૨૮ શીઘ્ર |
| ૯ દેવાનીક | ૧૯ વિશ્વસહ | ૨૯ મરુ |
| ૧૦ અહીનગુ | ૨૦ હિરણ્યનાભ | ૩૦ પ્રશસ્ત્વ |
| ૧૧ રુરુ | ૨૧ કૌશલ્ય | ૩૧ સુસન્ધ |
| ૧૨ પારિયાત્રુ | ૨૨ બ્રહ્મનિષ્ઠ | ૩૨ આમર્વ |

૩૩ મહશ્વાન
૩૪ બૃહદ્વલુ
૩૫ બૃહત્દાત્રી
૩૬ નુરુક્ષય
૩૭ વસ્ત
૩૮ વત્સબ્યુહ
૩૯ પ્રતિબ્યામ
૪૦ દિવાકર
૪૧ સહદેવ
૪૨ બૃહદશ્વ

૪૩ અશ્વરથ
૪૪ પ્રતિતાશ્વ
૪૫ સુપ્રતિક
૪૬ મરુદેવ
૪૭ સુનક્ષત્ર
૪૮ કિન્નર
૪૯ અન્તરિક્ષ
૫૦ સુવર્ણ
૫૧ અમીત્ર
૫૨ બૃહદ્રાજ

૫૩ ધર્મીબર્હિ
૫૪ કૃતંજય
૫૫ શાક્ય
૫૬ શુદ્ધોદન
૫૭ રાહુલ
૫૮ સેનજીત
૫૯ ક્ષુદ્રક
૬૦ કુંડક
૬૧ સુરથ
|

૬૨ સુમિત્ર

વિશ્વરાજ

અહીંથી મહારાજા જોધપુરનું કુળ ચાલે છે.

૬૩ કૂર્મ
૬૪ કત્સબાધ
૬૫ બુધસેન
૬૬ ધર્મસેન
૬૭ ધ્રુજસેન
૬૮ લોકસેન
૬૯ લક્ષ્મીસેન
૭૦ રાજસેન
૭૧ કામસેન
૭૨ રવિસેન
૭૩ કીર્તિસેન
૭૪ મહાસેન

૭૫ ધર્મસેન
૭૬ અમરસેન
૭૭ અજસેન
૭૮ અમૃતસેન
૭૯ ઇન્દ્રસેન
૮૦ રજમયી
૮૧ વિજયમયી
૮૨ શિવમયી
૮૩ દેવમયી
૮૪ રિધિમયી
૮૫ રેવમયી
૮૬ સિદ્ધિમયી

૮૭ ત્રસંકૂમયી
૮૮ શ્યામમયી
૮૯ મહામયી
૯૦ ધર્મમયી
૯૧ કર્મમયી
૯૨ રામમયી
૯૩ સુરતિમયી
૯૪ શીલમયી
૯૫ શૂરમયી
૯૬ શંકરમયી
૯૭ કલ્યાણમયી
૯૮ જક્ષમયી

૯૯ ગોતમથી
૧૦૦ નલ
૧૦૧ ઢોલા
૧૦૨ લક્ષ્મણરાય
૧૦૩ રાજભાનુ
૧૦૪ બજધામ
૧૦૫ મધુબ્રહ્મ
૧૦૬ મંગલરાય
૧૦૭ વિક્રમરાય
૧૦૮ અનંગપાલ
૧૦૯ શ્રીપાલ
૧૧૦ સામંતપાલ
૧૧૧ ભીમપાલ
૧૧૨ મંગલપાલ
૧૧૩ મહંતપાલ
૧૧૪ મહેન્દ્રપાલ
૧૧૫ રાજપાલ
૧૧૬ મદનપાલ
૧૧૭ આનન્દપાલ
૧૧૮ બસંતપાલ
૧૧૯ વિજયપાલ
૧૨૦ કામપાલ
૧૨૧ બ્રહ્મપાલ
૧૨૨ વિષ્ણુપાલ
૧૨૩ ધુન્દપાલ
૧૨૪ કૃષ્ણુપાલ
૧૨૫ લુહંગપાલ
૧૨૬ ભૌમપાલ
૧૨૭ અજયપાલ
૧૨૮ અશ્વપાલ
૧૨૯ શ્યામપાલ
૧૩૦ અંગપાલ
૧૩૧ યુદ્ધપાલ
૧૩૨ બસંતપાલ
૧૩૩ હસ્તપાલ
૧૩૪ કામપાલ
૧૩૫ ચન્દ્રપાલ
૧૩૬ ગોવિન્દપાલ
૧૩૭ ઉદયપાલ
૧૩૮ બંગપાલ
૧૩૯ રંગપાલ
૧૪૦ પુષ્પપાલ
૧૪૧ હરિપાલ
૧૪૨ અમરપાલ
૧૪૩ છત્રપાલ
૧૪૪ મહીપાલ
૧૪૫ સોનપાલ
૧૪૬ ધીરપાલ
૧૪૭ સુગંધપાલ
૧૪૮ પદ્મપાલ
૧૪૯ રુદ્રપાલ
૧૫૦ વિષ્ણુપાલ
૧૫૧ વિનયપાલ
૧૫૨ અક્ષુપાલ
૧૫૩ ભૈરવપાલ
૧૫૪ સહજપાલ
૧૫૫ દેવપાલ
૧૫૬ ત્રિલોચનપાલ
૧૫૭ વિલોચનપાલ
૧૫૮ રસિકપાલ
૧૫૯ શ્રીપાલ
૧૬૦ સુરતપાલ
૧૬૧ શકુનપાલ
૧૬૨ અતિપાલ
૧૬૩ ગંજપાલ
૧૬૪ જોગેન્દ્રપાલ
૧૬૫ મૌજપાલ
૧૬૬ રત્નપાલ
૧૬૭ શ્યામપાલ
૧૬૮ હરિશ્ચન્દ્ર
૧૬૯ કૃષ્ણુપાલ
૧૭૦ વીરચન્દ્રપાલ
૧૭૧ ત્રિલોકપાલ
૧૭૨ ધનપાલ
૧૭૩ મુનિપાલ
૧૭૪ નખપાલ
૧૭૫ પ્રતાપપાલ
૧૭૬ ધર્મપાલ

૧૭૭ ભુવિપાલ
૧૭૮ દેશપાલ
૧૭૯ પરમપાલ
૧૮૦ ઈન્દ્રપાલ
૧૮૧ ગિરિપાલ
૧૮૨ મહિપાલ
૧૮૩ કર્ણુપાલ
૧૮૪ સ્વર્ગપાલ
૧૮૫ ઉગ્રપાલ
૧૮૬ શિવપાલ
૧૮૭ માનપાલ
૧૮૮ પરાશ્વપાલ
૧૮૯ વરચન્દ્રપાલ
૧૯૦ ગુણુપાલ
૧૯૧ કિશોરપાલ
૧૯૨ ગંભિરપાલ
૧૯૩ તેજપાલ
૧૯૪ સિદ્ધપાલ
૧૯૫ કાન્હદેવ
૧૯૬ દેવાનિક
૧૯૭ ઇસેહસી
૧૯૮ સોઢદેવ
૧૯૯ દુલહરાય
૨૦૦ કાકિલદેવ
૨૦૧ હણુદેવ
૨૦૨ જાન્હડદેવ
૨૦૩ પજવનજી
૨૦૪ મલયસી
૨૦૫ બીજલદેવ
૨૦૬ રાજદેવ
૨૦૭ કલ્યાણુદેવ
૨૦૮ કુંતિલદેવ
૨૦૯ જોણુસી
૨૧૦ ઉદયકર્ણ
૨૧૧ નૃસિંહદેવ
૨૧૨ બણુવીર
૨૧૩ ઉદ્ધરણુ
૨૧૪ ચન્દ્રસેન
૨૧૫ પૃથ્વીરાજ
૨૧૬ ભારમલ
૨૧૭ ભગવન્તદાસ
૨૧૮ મહારાજા માનસિંહ
૨૧૯ જગતસિંહ
૨૨૦ મહાસિંહ
૨૨૧ મિરજા રાજા જયસિંહ
૨૨૨ રામસિંહ
૨૨૩ કૃષ્ણુસિંહ
૨૨૪ વિષ્ણુસિંહ
૨૨૫ મહારાજા સવાઇ જયસિંહ
૨૨૬ માધવસિંહ
૨૨૭ પ્રતાપસિંહ
૨૨૮ જગતસિંહ
૨૨૯ જયસિંહ
૨૩૦ રામસિંહ
૨૩૧ સવાઇ-માધવસિંહ
૨૩૨ મહારાજા માનસિંહ
વર્તમાન રાજા છે.



# पांच वर्षनुं भविष्य दर्शन

સંવત ૧૯૯૪માં અખિલ હિન્દના અનેક પ્રદેશમાં વાયુ અને વિજળીઓ પડવાથી અનેકવાર મનુષ્યો, પશુઓનો નાશ થશે.

સંવત ૧૯૯૫માં વૈશાખ માસથી વિશ્વમાં ભારે દુઃખભયનો ક્રાંતિનો કાલ પ્રગટ થશે.

સંવત ૧૯૯૬માં વર્ષાદની તાંણ, મનુષ્ય પશુઓને મહા કષ્ટ. સંવત ૧૯૯૭માં દુષ્કાલ વર્ષાદની તાંણ મનુષ્ય, પશુ, પ્રાણીમાત્રને ભુખ તરસ રોગ ભયથી અતિ પીડા અને નાશ થશે. (મુંબઈ કાઠિઆવાડ વગેરેમાં કલાકે પોણોસો માઇલ પ્રચંડ વાયુની ગતિના વાવા ઝોડાથી હજારો નાવ, મનુષ્યો ડુબી ગયાં. કરોડોનો માલ ડુબી ગયો. અનેક ઝાડનો નાશ થયો અસંખ્ય મકાનોને નુકસાન થયું.) અનેક માવઠાં થવાથી અનેક પ્રદેશોમાં ધરતીકંપથી અને કરા પથ્થરોનો વરસાદ પાટણ, ખેડબ્રહ્મા, કપડવન, ધોળકા વગેરે તરફ થવાથી ખેતી, પશુ, પક્ષી, મનુષ્યોને ઘણું નુકશાન થયું છે. અનેક ઉપદ્રવોથી હજુ ૭ માસમાં સર્વ દેશમાં સર્વ પ્રકારે મહા ભયંકર ઉથલપાથલ દુઃખ અને-હાહાકાર થશે.

સંવત ૧૯૯૮માં મહા ભયંકર અનેક દુઃખો દુનિયામાં અનુભવાશે. ધરતીકંપ, કંઇ દેશ ડુબશે. દુષ્કાલ, અનેક ઉપદ્રવો, ચોરભય, રોગથી મનુષ્ય, પશુ, પક્ષીનો મોટો નાશ થશે. જેની દુર્ગંધથી બ્રહ્માંડનું વાયુ મંડલ દુર્ગંધમય થઈ જશે. પ્રથમ જેઠ માસ પુરૂષોત્તમ માસ છે.

સંવત ૧૯૯૯ કલ્કિ ભગવાન પધારશે. જેઓના શરીરમાંથી દીવ્ય સુગંધ પ્રગટ થશે. તે બ્રહ્માંડના વાયુમંડલને શુદ્ધ કરશે. જેઓને કલ્કિ દર્શન થશે, તે સ્ત્રી, પુરુષ, બાલક, વૃદ્ધ, યુવાન મહા બલવાન વિશાલ સૌન્દર્યવાન થશે. મહા આશ્ચર્ય પ્રગટ થશે. એ જગતનું પરિવર્તન જોવાને ભાગ્યશાળીઓ જ જીવતા રહેશે.

સંવત ૨૦૦૦માં તેર દિવસનું પક્ષ છે. જગત્સંહાર, દુષ્કાલ, મહાનાશ છે. તા. ૧-૮-૧૯૪૩ દિન મધ્યાન્હ ૧૨-૪૪ કલિ સંપૂર્ણ અને સત્યયુગ પ્રારંભ થશે. અને સર્વત્ર સદા જયજયકાર થશે.



# अभिनन्दन पत्रम्

॥ ओं विश्वानिदेवसवितर्दुरितानि परासुव ।
यद्भद्रं तन्नआसुव ॥१॥

પૂજ્ય મહાનુભાવ !

પરમ માનનીય સનાતન ધર્મોપદેશક, સૌજન્યાદિ
અનેક ગુણાલંકૃત

## શ્રીમાન સનાતન ધર્મગુરુ
## શ્રી હરેરામ બ્રહ્મર્ષિ મહારાજ !

### અમદાવાદ અને સ્તમ્ભતીર્થ ખંભાતનિવાસી

આપના પરોપકારમય ધાર્મિક જીવન, સુચારિત્ર અને જ્ઞાનોપદેશથી આકર્ષાઇને, આપે કરેલી સનાતન ધર્મની અનેકવિધ સેવાઓ બદલ આ અભિનન્દન પત્ર આપવા અમો પ્રેરાયા છીએ.

આપે મુંબઈમાં માધવબાગના વૈકુંઠપુરીસમ ધાર્મિક સ્થલમાં આ વર્ષે અષાડ માસમાં પધારી લાગલાગટ એક માસ સુધી ધર્મના અનેકવિધ શાસ્ત્રીય અને વ્યવહારૂ ઉપદેશોને સરલ ભાષામાં સમજાવી હજારો ધાર્મિક, શ્રદ્ધાળુ સ્ત્રીપુરૂષોને સત્યબોધ આપ્યો છે તેથી ઉપકૃત થયા છીએ.

વર્તમાન ધર્મ વિદ્રોહના સંકીર્ણ સમયમાં ધાર્મિક પ્રજાને અને સનાતન ધર્મપ્રહાર કરનારાઓને ઉપદેશોદ્વારા શ્રુતિ સ્મૃતિ, પુરાણ, ઇતિહાસાદિના પ્રમાણો દૃષ્ટાન્તોથી સમજાવી, આપે સાચો

માર્ગ બતાવ્યો છે. અત્યારે આપ જેવા સનાતન ધર્મના ઉપદેશકોની જરૂર છે.

સનાતન ધર્મમાં વર્ણ, આશ્રમ, શ્રાદ્ધ, તર્પણ, સદાચાર યજ્ઞ. દાન, તપ, અવતાર, ધર્મ, નીતિ, કર્મ, ભક્તિ, જ્ઞાન, ભજન, મૂર્તિપુજા વગેરેના શું શું રહસ્યો છે તે આપ સુગમ્ય રીતે સમજાવો છો. તેથી હજારો સ્ત્રીપુરૂષો તેનો લાભ લે છે. આપના ઉપદેશોમાં સ્ત્રીઓની શક્તિઓ, શાસ્ત્રમાં તેમનું ઉચ્ચ સ્થાન, અધિકાર અને કર્તવ્ય વગેરેને શાસ્ત્રના આધારો તથા દૃષ્ટાન્તોથી સમજાવી સ્ત્રીવર્ગનું આપણા સમાજમાં ઉંચુ સ્થાન તથા મહત્વ સમજાવ્યું છે.

આપે ગુજરાતના અનેક ગામો અને શહેરોમાં ઉપદેશાર્થે વિચરીને અને ઘણા ધાર્મિક પુસ્તકો લખીને સનાતન ધર્મની ઘણી સારી સેવા કરી છે, આપે અનેકાનેક વૈદિક યજ્ઞો કરી આપનું જીવન કૃતાર્થ કર્યું છે. આપશ્રીએ ધાર્મિક જીવોને અમુલ્ય ઉપદેશ તથા બોધ અને લાભ આપ્યો છે. જેનો બદલો આપશ્રીને બીજી કોઈ રીતે આપી શકાય એમ નથી. તેમ છતાં અમારી હૃદયની ભાવભીની લાગણી વ્યક્ત કરવા એક અલ્પ પ્રયાસ તરીકે આ અભિનન્દન પત્ર આપશ્રીને અર્પણ કરીને અમો સંતોષ માની કૃતાર્થ થયા છીયે, જેને આપશ્રી સ્વીકારી અમોને ઉપકૃત કરશો. તા. ૩૦-૯-૩૮.

**મુ. માધવબાગ-મુંબઈ**, સં. ૧૯૯૪ ના શ્રાવણ સુદી ૪ શનિવાર

હિન્દુ ધર્મભૂષણ વિદ્યારત્ન, શ્રી ૧૦૮ સ્વામી પુર્ણાશ્રમજી **કાશી**
મુનીજી ખડેસરી રામદાસજી **બિહાર.**
ધર્મશાસ્ત્ર આચાર્ય, સનાતનધર્મ-માર્તંડ, શ્રી. શાસ્ત્રી રેવાશંકર મેઘજી, **મુંબઈ**

શ્રી. શેઠ લચ્છીરામ ચુડીવાલા,
શ્રી. શેઠ રામનારાયણ પોદાર
આશુતોષ ભટ્ટાચાર્યજી ન્યાયશાસ્ત્રી **કાશી**
મહંત સીતારામદાસ શાસ્ત્રી **નાશિક પંચવટી.**
શ્રી. શેઠ મનોરદાસ ત્રિભોવનદાસ

માધવબાગના માલિક અને ટ્રસ્ટી
શ્રી. શેઠ ધરમદાસ ત્રિભોવનદાસ
શ્રી. શેઠ વિઠ્ઠલદાસ દ્વારકાદાસ
માધવબાગના સેક્રેટરી
શ્રી. શેઠ મનુભાઈ ચંદ્રવિદ્યાનંદ
સોલીસીટર.
શ્રી. શેઠ ગિરિજાશંકર બાપુજી
પંડ્યા, સોલીસીટર.
શ્રી. શેઠ જમનાદાસ હરખજી
સંઘવી જે. પી.
શ્રી. શેઠ દેવીદાસ દ્વારકાદાસ

શ્રી. શેઠ વિઠ્ઠલદાસ હરિદાસ
મરચન્ટ
શ્રી. શેઠ નારાયણદાસ ગોવર્ધન-
દાસ મીઠાઈવાલા
શ્રી. શેઠ હરિલાલ વિઠ્ઠલદાસ બંગાલી
શ્રી. શેઠ માણેકલાલ નાનાલાલ
મોતીવાલા.
શ્રી. શેઠ સારાભાઈ ઉતમરામ
વકીલ.
શ્રી. શેઠ માધવજી શ્યામજી
મંડેરવાલા.

એવં મુંબઈ, સાવલી, વડોદરા, કાનમકારવણ, પાટણ, ખંભાત, પેટલાદ, પાદરા, મહેમદાવાદ, ધર્મજ, ભાદરણ, ચાંદોદ, નર્મદા, મોવાડ, નિમાડપ્રદેશ, અમદાવાદ, વીરમગામ, વઢવાણ, હળવદ, અલીન્દ્રા નડીઆદ, ચારૂતર પ્રદેશ વગેરે વગેરે !
અને છોટા ઉદેપુર સ્ટેટ.

---

## (૫૦) सन्मान पत्रम्

**ओं पुनन्तु मा देव जनाः पुनन्तु मनसा धियः।**
**पुनन्तु विश्वा भूतानि जातवेदः पुनीहि मा ॥१॥**

**સનાતન વેદધર્મોદ્ધાર પ્રયત્નાત્મા, શ્રીમાન્ પરંપૂજ્ય બ્રહ્મર્ષિ મહારાજ, મહાનુભાવ, ધર્મધુરંધર, સકલસદ્‌ગુણાલંકૃત, મહામહોપદેશક, વ્યાખ્યાન વાચસ્પતિ, સનાતન–ધર્મગુરુ શ્રોત્રિય બ્રહ્મવિદ્‌વરિષ્ઠ**

**શ્રી હરેરામ બ્રહ્મર્ષિ મહારાજ !**

**મુ. ઋષિઆશ્રમ, અમદાવાદ અને ખંભાત**

આપ શ્રીમાન્ સદ્ગુરુદેવ દેશ ગુજરાત છોટા ઉદેપુર સ્ટેટમાં પધારી ચોરાસી બ્રાહ્મણોની વાડીમાં વેદ વેદાન્ત ઉપનિષદ્ ધર્મશાસ્ત્ર રામાયણ ભાગવત ગીતા અનેક પ્રવચનોથી સિદ્ધાનુભવ વેદોક્ત સર્વોત્તમ હિન્દુ સનાતન ધર્મનો સુબોધ કર્યો છે.

"ૐ" મહા મંત્ર અને બ્રહ્મ ઉપાસનાનું વિજ્ઞાન જ્ઞાન આપી સર્વ ભાઇ બ્હેનોને બ્રહ્મજ્ઞાનમાં લીન કરી પાવન કર્યા છે. એ જ્ઞાન મેળવવું સાંભળવું પણ ધન્ય ધન્ય છે.

આપે સેંકડો સદ્ગ્રન્થો રચી પ્રસિદ્ધ કર્યા છે તે સર્વ મનુષ્ય માત્રને સન્માર્ગ દર્શક નીતિ ભક્તિ જ્ઞાન વૈરાગ વર્ધક અભ્યુદય શ્રેયસ્કર છે.

આપે અનેક શાસ્ત્ર સિદ્ધ સપ્રમાણ "નૂતન સત્યયુગદર્શન" નો શુભઆદેશ પ્રસિદ્ધ કર્યો છે. જેમાં ઘોર કલિ સંપૂર્ણ થઈ સત્યયુગ પ્રારંભ થાય છે. "ધર્મનીરક્ષા કરી અધર્મને સંહારશે, પ્રગટયા છે ભગવાન કલ્કિ પ્રગટ દર્શન આપશે." આપે અપૂર્વ દિવ્ય અતિ અદ્‌ભુત જે ઉપદેશ શ્રવણ કરાવ્યા છે, તે અમારા હૃદય મંદિરમાં સદા અક્ષય રહેશે. આપે અનેક દેશોમાં મહાયજ્ઞો અને પ્રવચનો કરી મહા તપ અને દાન કરી મહા ધર્મ જાગૃતિ કરી છે. તે સર્વદા સર્વ સજ્જનોને અમર સ્મરણીય અનુકરણીય રહેશે. આપનું સુચારિત્ર પરોપકારી ધાર્મિક આદર્શ બ્રહ્મર્ષિ જીવન પૂજ્ય વંદ્ય ધન્ય ધન્ય તરણતારણકૃત કૃત્ય છે.

માન્યવર મહોદય! આપશ્રીને અમો સર્વે સનાતન ધર્મપ્રેમી જીજ્ઞાસુ મુમુક્ષુઓ સાદર સાનંદ આ શુભ સન્માન પત્રની સપ્રેમ ભેટ સમર્પણ કરીયે છીયે તે આપ સ્વિકારી અમોને કૃતાર્થ કરવા કૃપા કરશોજી.

મુ. દેશ ગુજરાત છોટાઉદેપુર સ્ટેટ ચોરાશી બ્રાહ્મણની વાડી સંવત ૧૯૯૭ પોષ કૃષ્ણ છઠ શનિવાર તા. ૧૯-૧-૧૯૪૧ અને રવિવારે શ્રી રોયલ કલબમાં સર્વે શ્રીમંત કુમારશ્રી અને ઓફીસર મંડલે પ્રવચન ઉપદેશ શ્રવણ કર્યો હતો. ૐ !!!

લી૦ અમો છીયે આપના ઉપદેશોનો શ્રોતાવર્ગ.
દેવીપ્રસાદ વિશ્વનાથ ઋષિ ફોરેસ્ટ ઓફીસર. ! અરવીન્દચંદ્ર
અંબાલાલ પુરોહિત.

આણંદલાલ બી. શાહ. બી. એ. ! ચીમનલાલ આર. પંડયા !
ચંદુલાલ છોટાલાલ ત્રિવેદી.! નાથાભાઈ પ્રાગજીભાઈ ઈસ્તાવેદાર મુખી.
કમલાશંકર હેતશંકર વકીલ.! પટેલ મોતીભાઇ માધવભાઈ ઈસ્તાવેદાર
શ્રી તાપીશંકરભાઇ ખંભાતી ! અંબાલાલ તુલજારામ હેડમાસ્તર
પ્રભાશંકર ભાઇશંકર રેન્જર ઓફીસર ! શંકરલાલ ગોવિંદલાલ ફો.સ.
રમણલાલ નર્મદાશંકર જોષી ! મોહનલાલ છોટાલાલ શાહ
વિગેરે વિગેરે મહાસભા મંડળ સમસ્ત. છોટાઉદેપુર સ્ટેટ.

---

## (५१) सनातन धर्मगुरुश्री हरेराम ब्रह्मर्षि महाराजनो उद्देश, परिचय.

———(x)———

(૧) પોતાના રૂષિ આશ્રમમાંથી હિન્દના અનેક પ્રદેશમાંની ધાર્મિક સંસ્થાઓમાં, સંસ્કૃત પાઠશાલાઓમાં, વિદ્યાર્થીઓને બ્રહ્મચારીઓને, કન્યાઓને, સંન્યાસીઓને નિરાધાર વર્ગને ત્રીસ વર્ષથી સ્વાશ્રયીજીવનમાં, અમૃતવ્રતથી, નૈતિક, ધાર્મિક. આધ્યાત્મિક, અમૂલ્ય ગ્રન્થરત્નોનો દાનયજ્ઞ પ્રવાહ અવિચ્છિન્ન ચાલુ રાખ્યો છે.

(૨) પોતાની ઈચ્છાથી તથા જીજ્ઞાસુ, મુમુક્ષુ, ભક્ત સજ્જનોના આમંત્રણથી દેશના દરેક પ્રદેશમાં જનતાને હિન્દુસનાતન વેદધર્મના સિદ્ધાન્તોનો પુસ્તકોથી પ્રવચનોથી ઉપદેશ આપી ધાર્મિક પરંસત્યનો પ્રચાર અને સંરક્ષણ કરે છે.

(૩) સ્વાત્મબલથી દેશના વિદ્વાન્ વિપ્રોને સાદર આમંત્રણ કરી

અનેક મહાયજ્ઞોથી દેશના અનેક પવિત્ર સ્થલોમાં પરંબ્રહ્મનું યજન કરી જનતામાં આદર્શ સન્માર્ગદર્શક બને છે.

(૪) હિમાલય, વિન્ધ્યાચલ, નીલગિરિ, ગંગા, નર્મદા તપોવનમાં અનેક અરણ્યોમાં તપશ્ચર્યામાંથી પ્રાપ્ત અનુભવોનો અધિકારી વર્ગને લાભ આપે છે.

(૫) દૈવી બલવાળા આદર્શ બ્રહ્મચારીઓને દીક્ષા શિક્ષાથી તૈયાર કરવા બ્રહ્મર્ષિ મહારાજ સદ્‌ભાવ ધરે છે.

# (૫૨) महायज्ञोमां आशीर्वाद !

## સનાતન ધર્મગુરુ શ્રી હરેરામ બ્રહ્મર્ષિ મહારાજ !

### જેઓના મહાયજ્ઞોમાં વિદ્યા તપ સમ્પન્ન વિપ્રોના આશીર્વાદ.

તેજ આ બ્રહ્મર્ષિ મુખ્ય, પંડિતજનોએ જેમને માન આપેલું છે એવા અને પોતાના સદાચરણથી જગતમાં વેદ ધર્મનો પ્રકાશ કરનાર અને ઉપદેશની પવિત્ર વાણીથી અજ્ઞાની જનોના મનો મલને શુદ્ધ કરનાર સજ્જનોને પણ અનુકરણ કરવા લાયક વર્તનવાળા, પૃથ્વીને તિલકની માફક શોભા આપનાર **શ્રી હરેરામ બ્રહ્મર્ષિ મહારાજ** આકાશમાં ચન્દ્રમંડલ તથા તારાઓ રહે ત્યાં સુધી દીર્ઘાયુષ્ય ભોગવનારા થાઓ.

સર્વદા સભામાં ઉત્તમ ભક્તોના અંતરના અજ્ઞાન મોહને દૂર કરવામાં વિવેક દક્ષ, વેદાન્તશાસ્ત્રના અનેક પ્રવચનોથી આત્મજ્ઞાનના પ્રચારક, ધર્મ, દાન, સત્કર્મ કરવામાં સિંહ સમા પ્રભાવશાલી, પરાક્રમી એવા **શ્રી હરેરામ બ્રહ્મર્ષિ મહારાજ** ભૂમંડલને વિષે સદા વિજય પામો.

વિદ્વાન્ અને પરબ્રહ્મનું આરાધન કરવામાં કુશલ એવા બ્રહ્મર્ષિએ અનેક સમયે અનેક મહાયજ્ઞો કરીને તેમાં વૈદિક બ્રાહ્મણોને સન્માન તથા દાન વિગેરેથી સંતોષ આપેલો છે.

**ભક્તિવાળા બ્રહ્મર્ષિએ** સારી શ્રદ્ધાથી જેમનું પૂજન કર્યું છે એવા **પરબ્રહ્મ** તેમની ઇચ્છા પ્રમાણે સર્વ સિદ્ધિ આપનાર થાઓ. ઓં !!!

---

## (૫૩) आदर्श जीवन ब्रह्मर्षि !

### આદેશ ઉપદેશઃ—બ્રહ્મધ્યાન, પ્રણવગાન કરો !

### ઉદ્દેશઃ-લોકકલ્યાણ, સત્યનો પ્રકાશ અને પ્રચાર !

### જીવન પરિચયઃ—

**જ્ઞાતિ**–ખંભાતિ ઔદિચ્ય ટોળકીયા બ્રાહ્મણ, (છીંડીયાપંડયા) ગોત્ર શાંડિલ, શાંડિલ અસિત દેવલ ત્રિપ્રવર. શાખા માધ્યંદિની શુકલ યજુર્વેદ.

**જન્મ સમય**–સંવત ૧૯૪૭ વૈશાખ સુદ તેરસ ગુરુવાર.

**આશ્રમ**–ખંભાત બોરીઆપાડો, અને અમદાવાદ, સારંગપુર, પંડિતજીની પોળ, ઋષિઆશ્રમ.

પાંચમે વર્ષે બ્રહ્મચર્ય દીક્ષા વ્રતં,
વેદવેદાંગ અનેક શાસ્ત્ર જ્ઞાન સંપાદનં;

હિન્દુ સનાતન ધર્મ પ્રબોધક પ્રચારક બ્રહ્મર્ષિ ગ્રન્થમાલા પ્રકાશનં, નર્મદા અમર કંટક તપશ્ચર્યા, તીર્થાટનં.

પોતાના ઋષિ આશ્રમસ્થ અનેક બ્રહ્મચારીઓને દીક્ષા શિક્ષા વિદ્યા પ્રદાન સર્વ પોષણં. ધૃતઅમૃતવ્રતં.

ગુજરાત, સૌરાષ્ટ્ર આદિ અનેક દેશ ગ્રામ નગર પર્યટનં;
મહાસભાઓ ભરી જનતામાં ધર્મ ઉપદેશ સત્ય જાગૃતિ કરણં.
અપાર ગ્રંથ દાન પ્રચાર સમર્પણં;
એકસો સતાવીસ ધર્મ ગ્રંથ પ્રકાશનં.
પ્રવચન સંવાદથી પાખંડ મત પંથ ખંડનં;
ગૃહસ્થાશ્રમ અગ્નિ હોત્ર દીક્ષા ગ્રહણં.
સતી મહાદેવી સહ અનેક અતિરૂદ્ર મહાયજ્ઞકરણં;

માતાજી વિષ્ણુ દેવીને સત્કર્મોથી સંતોષ પ્રદાનં.
સ્તમ્ભતીર્થમાં પુત્ર ગુરુદેવને બ્રહ્મચર્ય દીક્ષા;
પુત્રિ આનંદાદેવી કન્યાદાન સમર્પણું.
તપ સંયમાર્થં નર્મદા તપોવન ગમનં;
કમલવન ક્ષેત્રમાં એકાદશ અતિરૂદ્ર મહાયજ્ઞ.
મહાદેવ મખ, બ્રહ્મ મખ, શ્રી મખ;
અનેક મહાયજ્ઞ પૂર્ણતા કરણું.
વિશ્વ લલાટ લેખ પઠન પ્રગટ સામર્થ્યં;
તપશ્ચર્યાર્થે હિમાલય તપોવન ગમનં.
દેવ દર્શનં યુગ પરિવર્તન સૂચનં;
સત્યયુગ દર્શનં, પ્રકાશન પ્રચારણું.
ધર્મ ભક્તિવર્ધકં સજ્જન સમુહ જાગ્રતં;
નિવૃત્ત શાંત બ્રહ્મલક્ષ્ય સ્થિરોભવ.
ઇતિ ઈશ્વરી આદેશ પાલનં. ઓં !!!

સંવત ૧૯૪૭ થી સંવત ૧૯૯૮ સુધીમાં જીવન પ્રકાશ મહોદયં.

---

## सत्ययुग प्रचारक महासंघ

१ सनातन धर्मगुरु श्री हरेराम ब्रह्मर्षि महाराज
पता-देश गुजरात, अमदावाद सारंगपुर, पंडितपोळ
"नूतन सत्ययुग दर्शन" का प्रचारकः—

गुजरात, कच्छ, काठिआवाड, मारवाड, मेवाड, निमाड, सिन्ध, आफ्रिका प्रभृति अनेक देशप्रदेशमें अनेकलक्ष पुस्तक सें और प्रवचनसें प्रचार कर रहे है.

२ स्वामी राजनारायण शास्त्री पंजाबसें "चेतावनी" लाखो प्रतिसे सत्युग प्रचार किया है.

३ सर्व भाषामें "चेतावनी" प्रचारक मूलचन्द रामकृष्ण गुप्ता गुडगाँवा, पञ्जाब.

४ इन्दोर राज्यके वेधशालाके सुप्रसिद्ध गणित ज्योतिषि पण्डित गोपीनाथ दीनानाथ शास्त्री चूलेटकरने "युग परिवर्तन" सें प्रचार किया है.

५ सत्ययुग आश्रम, बहादूरगंज इलाहाबादसें सत्ययुग मासीकसें प्रचार किया है.

६ काशी टेढिनिमसें पं. मदनमोहनजी प्रचार करते है.

७ वाया चाणोद, नर्मदा छोटिबडी पनोती रामनाथ महादेवके महंत स्वामीजी महाराज प्रचार करते है.

८ "नवयुग" लीलामन्दिर देवघर वैद्यनाथ धामसें प्रचार चलता है.

९ बद्रीकाश्रम निवासी पं. वाचस्पति शर्मा राज्य-ज्योतिषि दरभंगा सत्ययुग प्रचार कर रहे है.

१० श्री. बाबू उमापतिसिंहजी डिपुटी कलेकटर "सत्ययुग आगमन" प्रचार किया है.
पता–पंचहीड्योढी पो. मघेपुर. जि. दरभंगा.

११ श्री खेलानाथ झा मुं. रैयाम पो. कोठिया जी. दरभंगा (बिहार) "कलियुग समाप्त होकर सत्ययुग आरंभ" प्रचार कर रहे है.

१२ भट्ट केशवराम रेवाशंकर शर्मा "सत्ययुग" प्रचारक है. मु. मोहनपुर, वाया तलोद.

और भी अनेक महाशय है !!




# पंजाब से शास्त्रार्थ का चैलेंज !!!

---

संवत २००० में कलियुग समाप्त होकर

## सत्ययुग आ रहा है ! ! !

---

प्रतिवादि भयंकर महाकवि परमहंस १०८

श्री सद्गत स्वामी पंडित राजनारायणजी—

षट्शास्त्री, ज्योतिषभूषण, आचार्य 'चेतावनी' के रचयिता-
भक्तियोगाश्रम, फाजिलका जिला, फिरोजपुर (पञ्जाब)

## दिव्य गर्जना ! दुनियां सावधान हो ! ! !

राजाओं महाराजाओं और अन्य हिन्दु रईसोका कर्तव्य है कि वह अपने और जनता के सामने कलियुग की समाप्ति से इनकार करनेवाले पंडितों से मेरा शास्त्रार्थ करायें, इस प्रकार सत्यासत्यका निर्णय हो जायेगा और यथार्थ बात जानकर जनता शीघ्र आनेवाले सत्ययुग तक पहुँचनेकी तैयारी करसकेगी.

---



# भारतवर्षना महासमर्थ सुप्रसिद्ध महानुभावो !
# पंडितो ! प्रोफेसरो ! न्यायमूर्ति जज्जोना
# अनेक प्रमाणपत्रो ! ! !

**શ્રીમાન પંડિત સ્વામી રાજનારાયણ ષટ્શાસ્ત્રી !**

આચાર્ય—ભક્તિ યોગાશ્રમ, ફાજિલ પંજાબ "**चेतावनी**" કર્તા લખે છેઃ—

**શ્રી હરેરામ બ્રહ્મર્ષિ !** ઋષિઆશ્રમ, સારંગપુર, અમદાવાદ **नूतन** "**सत्ययुग दर्शनम्**" આપને "**चेतावनी**" અનુસાર ચલને પર જોર દિયા હૈ, ઔર અપની ઓરસે જો કુછ લિખા હૈ વહ સબહી સત્ય હૈ. હમ બ્રહ્મર્ષિજીકે ઈસ અમુલ્ય કાર્યસે બહુત પ્રસન્ન હૈ.

---

**શ્રીમાન પંડિત રામચન્દ્રજી શર્મા શાસ્ત્રી !**

માજી, અધ્યાપક મહારાજા સંસ્કૃત કાલેજ.

**મહારાજા સવાઈ જૈપુર લખે છેઃ—**

"ચેતાવની" "નૂતન સત્યયુગ દર્શનમ્" મેં યુગોકા હિસાબ દિયા હૈ વહ શાસ્ત્રો કે પ્રમાણોસે ઠીક હૈ. કલિયુગ ૪૮૦૦ વર્ષોકા હોતા હૈ. યહ વર્તમાન કલિયુગ સંવત ૨૦૦૦ વિક્રમી મેં સમાપ્ત હોકર સત્યયુગ આજાવેગા.

આશા હૈ કિ આપકે પરિશ્રમસે સબલોગ બડા લાભ ઉઠાવેંગે.

---

તા. ૧૨ માર્ચ સન ૧૯૩૯.

મહામહોપાધ્યાય, વિદ્યાવાચસ્પતિ, પંડિત **મધુસૂદનજી શર્મા ઓઝા !**

પ્રસિદ્ધ રાજપંડિત.

**દરબાર જૈપુર લખે છે;—**

ચેતાવની દેખનેસે પ્રતીત હોતા હૈ કિ પંડિતજીને ખોજ કરનેમેં બડાહી પરિશ્રમ ઉઠાયા હૈ ઔર યુક્તિયોંભી ઉચ્ચ કોટીકી દી હૈ.

पंडित प्रचंडनाथ मयंकर, और बाबू ठाकुरप्रसाद गुप्त
बुकसेलर, कचोडी गली, बनारस सिटी.

# काशीनो सन्देश

"कल्कि अवतार होगया शंमलपुरमें" कलियुगकी समाप्ति और सत्ययुगका आरंभ." जूठा साबित करने पर शास्त्रार्थका चैलेंज ओर २५) पचीस रूपीया इनाम.

**શ્રીમાન પંડિત વાચસ્પતિ શર્મા** બદ્રિકાશ્રમનિવાસી, રાજ્ય-જ્યોતિષી દરભંગાથી લખે છેઃ-

શ્રીમદ્દભાગવતમાં પ્રમાણુ છે કેઃ-જ્યારે સૂર્ય, ચંદ્ર અને બૃહસ્પતિ કર્કરાશીમાં એક સાથે પુષ્ય નક્ષત્રમાં આવે ત્યારે સત્યયુગ આવે છે. સર્વદેશનાં-જ્યોતિષનાં પંચાંગો જોતાં ઉપર કહેલો યોગ કર્કરાશીમાં પુષ્યનક્ષત્રના ચોથા ચરણુમાં સંપૂર્ણ આવ્યો છે.

જેથી નક્કી યુગક્ષય થવાનો છે. એ નિર્ણય ભૂમંડલના સર્વ સજ્જનોને સુવિદિત હો !!!

ઇ. સ. ૧૯૪૩ ઓગષ્ટમાં ભગવાન્ કલ્કિ પ્રત્યક્ષરૂપથી બંગાલમાં પ્રગટ થશે.

---

**શ્રીમાન કૃષ્ણુલાલ મોહનલાલ ઝવેરી !**
મુંબઈ, હાઈકોર્ટ, સ્મોલકોઝ કોર્ટના માજી
**વડાજજ્જ સાહેબ !** મુ. ભરૂચ.

**શ્રીમાન બ્રહ્મર્ષિ વર્ય !**

આ સંગ્રહનો ઉદ્દેશ ઉપદેશક અને ઉત્તેજક છે. અને તે એવી સારી રીતે કરવામાં આવ્યો છે કે વાંચનારને પુસ્તક હાથમાં લેવાથી લાભ થાય છે. અને સમયનો સારી રીતે ઉપયોગ કરી શકાય છે.

---

અમદાવાદના ડીસ્ટ્રીક્ટ જજ્જ સાહેબ,
શ્રીમાન રામચંદ્ર મહાદેવ ભીસે !

નડીઆદ, તા. ૨૨ મી જુલાઈ ૧૯૩૭.

અમદાવાદ સારંગપુર પંડિતજીની પોળ, ઋષિઆશ્રમનિવાસી

**શ્રી હરેરામ બ્રહ્મર્ષિ મહારાજ !**

તેઓએ સુજનતાથી તેમનાં હિન્દુ તત્વજ્ઞાન સંબંધી પુસ્તકો મારા હાથમાં મુકયાં હતાં તે પૈકીના જે જે ભાગો મેં વાંચ્યા છે તેથી મારા ઉપર તેમની ગહન વિદ્વતા, જોસદાર અને સાદી વાણી, અને તેમની વિષયને રજુ કરવાની પદ્ધતિથી ઉંચી છાપ પડી છે. ધર્મની પડતીના આ દિવસોમાં આ દિશામાં થયેલો પ્રયત્ન આપણા અનુપમ પ્રાચીન તત્વજ્ઞાનને જીવંત બનાવવા, અને મનુષ્યોને સિધા નીતિના રસ્તે રાખવા માટે આવકારદાયક છે. હું બ્રહ્મર્ષિને તેમના આ પ્રયત્નમાં પુરેપુરી સફળતા મળે તેમ ઈચ્છું છું.

---

શ્રીમાન રામપ્રસાદ શિવશંકર વ્યાસ
રેસીડન્ટ ફર્સ્ટકલાસ મેજીસ્ટ્રેટ સાહેબ

કલ્યાણ—જીલ્લે થાણા.
અમદાવાદ તા. ૫—૫—૩૭.

**સનાતન ધર્મગુરુ શ્રી હરેરામ બ્રહ્મર્ષિ મહારાજ !**

આપશ્રીનાં બનાવેલાં પુસ્તકો વાંચ્યા છેઃ—

આ પુસ્તકો ચાતુવર્ણ્ય પ્રજાને ઘણાં ઉપયોગી થઈ પડે એવાં છે. અને હાલના સમાજ ઉપર નવો પ્રકાશ પાડે છે.

દરેક સનાતન ધર્મપ્રેમી સજ્જને આ પુસ્તકો અવશ્ય વાંચવાં જોઈએ.

---

**શ્રીમાન આર. બી. આથવલે પ્રોફેસર સાહેબ!**
પ્રોફેસર ઓફ સંસ્કૃત એસ. એલ. ડી. કોલેજ,
અમદાવાદ.

**અમદાવાદ નિવાસી શ્રી હરેરામ બ્રહ્મર્ષિ મહારાજ !**

તેઓશ્રીનાં ધાર્મિક પુસ્તકોની માળા વાંચી મને ઘણોજ આનંદ થયો છે. તે પુસ્તકો જોસદાર વાણીમાં લખાયાં છે, અને તે ધાર્મિક બાબતોમાં લેખકની ગહન વિદ્વત્તા દર્શાવે છે. મને વિશ્વાસ છે કે હિન્દુધર્મના પ્રેમીઓ આ પુસ્તકો વાંચીને ઘણોજ લાભ ઉઠાવી શકશે.

---

**શ્રીમાન સદ્દગત, ભારતમાર્તંડ, વિદ્યાવાચસ્પતિ,**
**મહામહોપાધ્યાય હાથીભાઈ શાસ્ત્રી !**
જામનગર,
તા. ૨-૧૦-૩૮

**સનાતન ધર્મોદ્ધાર પ્રયત્નાત્મા શ્રીમાન્ બ્રહ્મર્ષિ મહારાજ !**
**મહાનુભાવ !**

વર્તમાનકાળમાં અવેદિક પંથોમાં ચાલતા અંધકારથી લોકોને ઉગારવાનો આપનો યત્ન પરં સ્તુત્ય છે.

આપનાં બધાં પુસ્તકો વર્તમાનકાલમાં પાખંડ પ્રચાર સામે લોકોને સાવધાન રહેવા માટે ચેતવણી રૂપ હોવાથી લોકોને આદરપાત્ર થવા યોગ્ય છે.

**શ્રીમાન્ સદ્દગત મહામહોપાધ્યાય શીઘ્રકવિ શંકરલાલ શાસ્ત્રી !**
**મોરબી !**

**શ્રીમાન્ બ્રહ્મર્ષિ વર્ય !**

ઉત્તમમાં ઉત્તમ ઉપદેશક નીતિદર્શક ઇશ્વર ભક્તિવર્ધક અને સન્માર્ગદર્શક સાહિત્ય, લોકોની દૃષ્ટિ સન્મુખ મુકવું એજ ઉત્તમોત્તમ છે. અને તે પ્રમાણે કરી આપે અતિ ઉત્તમ લોકસેવા બજાવી છે. તે સત્કર્મનું ફલ પરબ્રહ્મ આપને આપો.

---

ॐ

મહોપાધ્યાય, સનાતનધર્મ માર્તંડ, ધર્મશાસ્ત્ર આચાર્ય,
સદ્વિદ્યાવાગીશ, તર્કાલંકાર, પ્રભૃતિ:-
શ્રીમાન આર, એમ, શાસ્ત્રી.

અધ્યાપક-ડી. એલ. સં૦ પાઠશાલા, ગુલાલવાડી મુંબઈ. ૪

પરમાનનીય પૂજ્ય આનન્દસ્વરૂપ સનાતન ધર્મગુરુ:—
શ્રી હરેરામ બ્રહ્મર્ષિ મહારાજ !

સપ્રેમ સાદર વંદનમ્

આપે સપ્રમાણ સનાતન ધર્મની જે અતિ અદ્‌ભુત સંસ્કૃત પ્રાકૃત સાહિત્ય સેવા કરી છે તે ચિરકાલ સ્મરણીય રહેશે. આપનું અયાચિત ઋષિજીવન ખરેજ ધન્યવાદાર્હ છે. આપનો જય હો.

---

# (૫૬) ब्रह्मचारी विनिवेदनं वंदनम्

**શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ યોગેન્દ્ર બાલબ્રહ્મચારી ગુરુદેવ બ્રહ્મર્ષિ લખે છે:–**

**પૂજ્યપાદ પિતાશ્રી સનાતન ધર્મગુરુ**

**બ્રહ્મર્ષિ મહારાજ સદ્‌ગુરુદેવ !**

સપ્રેમ સાદર ઓં સહસ્ત્ર વંદન સહ સેવામાં સવિનય વિનિવેદનં:—

આપશ્રીના બ્રહ્મર્ષિ ગ્રન્થમાલાના ૧૨૭ પ્રસિદ્ધ થએલા ગ્રન્થોનું સાદ્યન્ત મનન કરતાં મ્હને અપાર આનંદ થાય છે. ભારતવર્ષની જનતાના લોકપ્રિય આપ અદ્વિતીય મહામહોપદેશક માર્તંડ છો.

મહાદેવમૂર્તિ આપમુમુક્ષુઓના મંગલસ્વરૂપ છો.

આપનું જ્ઞાન સમુદ્રમંથન જનીત રત્નસંધદર્શન જેવું છે.

પ્રેરક, પ્રકાશક. સન્માર્ગદર્શક, સત્યનું જ્ઞાન–ભાન વર્ધક છે, આ ઘોર કલિના છેલ્લા દિવસોમાં માનવ જગતને અમૃતસમાન રક્ષક છે, કર્તવ્ય સૂચક બોધક છે.

અજ્ઞાનવશ, ભાવિવિવશ, દુનિયા ન માને ! યા માને ! ! પણ દિવ્યદૃષ્ટિ અનુભવ અને શાસ્ત્રસિદ્ધ કલિ સંપૂર્ણ છે. અને સત્યયુગ આવે છે ! !

ભવદીય ચી.

**શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ યોગેન્દ્ર બાલબ્રહ્મચારી**

**શ્રી ગુરુદેવ હરેરામ બ્રહ્મર્ષિ મહારાજ**

ગુરુદેવ બ્રહ્મર્ષિભુવન, ઋષિઆશ્રમ. નં. ૨૧૩૭

પંડિતજીની પોળ, સારંગપુર–અમદાવાદ.

---

# धन्यवाद दर्शन

"શ્રી મારવાડ પ્રાન્તીય સનાતનધર્મ પ્રતિનિધિ સભા" પ્રધાન કાર્યાલય.

**જોધપુરના મહોપદેશક પંડિત શંકરલાલ ત્રિવેદી !**

મુ. છાછરો, જીલ્લે થરપારકર, સિન્ધ.

**શ્રીમાન સનાતન ધર્મગુરુ બ્રહ્મર્ષિ મહારાજ !**

આપશ્રીનાં રચેલાં પુસ્તકો "**સત્ય સનાતનધર્મ**" ના ઉદ્ધાર માટે **સંજીવનબુટ્ટી** છે. વેદવિરોધી પાખંડી જંબુક માટે **કેસરીસિંહ સમાન છે.**

આપના પુરૂષાર્થનો મહિમા અકથનીય છે તે માટે **આપને ધન્યવાદ છે.**

---

**શ્રીમાન પંડિત પ્રવર ગોપાલકૃષ્ણશાસ્ત્રી ! શ્રી. સ. સં. પા.**

**પ્રધાનાધ્યાપક સંસ્થાન–લુણાવાડા,** તા. ૧૪–૪–૩૯

**શ્રીમાન માનનીય મહોદય શ્રી બ્રહ્મર્ષિ મહારાજ !**

સનાતન ધર્મનું તત્વસ્વરૂપ સપ્રમાણ જણાવવામાં અને તદિતર ધર્મોના વિપરિત ભાવો સયુક્તિક પ્રમાણો સાથે પ્રકટ કરવામાં આપનો પ્રયાસ સર્વથા પ્રશંસનીય છે.

શ્રૌતસ્માર્ત ધર્મોના રહસ્યો સમજાવવાનું પોતાનું કર્તવ્ય માની ગ્રન્થો અને પ્રવચનોદ્વારા સનાતન ધર્મની સમુન્નતિ માટેનો આપનો સતત પરિશ્રમ ધર્મગુરુપદને શોભાવનાર હોઈ સર્વત્ર સર્વદા ધન્યવાદાર્હ છે.

સનાતન ધર્મની સર્વોત્કૃષ્ટતાનું સંપૂર્ણ રીતે ભાન કરાવનારા આપના પ્રકાશિત પુસ્તકો જનતાને પરમોપકારક સદ્બોધદાયક હોવાથી **અવશ્ય સંગ્રહ કરવા લાયક છે.**

---

# આભાર દર્શન

**વૈદિક સનાતન બ્રાહ્મણ ધર્મ પુસ્તકાલય અને વેદશાળાના મંત્રીમહાશય**
**વિજયશંકર ડાહ્યાશંકર ત્રિપાઠી વિરમગામથી લખે છે:—**

**પરં સમ્માનનીય સનાતન ધર્મગુરૂ**
**શ્રી હરેરામ બ્રહ્મર્ષિ મહારાજની પવિત્ર સેવામાં !**
**અમદાવાદ**

આપે સનાતન ધર્મની સેવાઓમાં જિન્દગી અર્પણ કરેલી છે. આપના ઋષિઆશ્રમમાં શિષ્ટાચાર પૂર્વક બ્રહ્મચારીઓનું પાલન પોષણ થાય છે. આપ સનાતન ધર્મ પ્રચારક :બ્રહ્મર્ષિ ગ્રન્થમાલા પ્રસિદ્ધ કરી અનેક સંસ્થાઓને છાત્રોને દાન પ્રદાન કરો છો જેથી આપનો પૂર્ણ આભાર માનવામાં આવે છે.

---

વેદવેદાંગ શાસ્ત્ર સાહિત્ય નિષ્ણાત, વેદભૂષણ, યાજ્ઞિકરત્ન,–વેદમાર્તંડ,
**ઘનપાઠી અંબાલાલ નાનાલાલ ! ગુજરાત ટોળક વિપ્રચૂડામણિ !**
**નર્મદાતટ, ચક્રતીર્થઘાટ, ચાંણોદ.**

**પરમ વંદનીય, મહાનુભાવ તપોમૂર્તિ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ**
**શ્રી હરેરામ બ્રહ્મર્ષિ મહારાજ !**

ઓં સપ્રેમ નમોનમઃ, પ્રણવ ધ્યાનથી બ્રહ્મરૂપ થવાય છે. સત્યયુગ દર્શનનો યથાર્થ અનુભવ થાય છે. અપાર ધન્યવાદ. સંવત ૧૯૯૭ માં સત્કર્મ જ સહાય છે.

આપનો જગતને સત્ય સંદેશ ઘણો જ આભારી છે.

**ઓં જય સચ્ચિદાનંદ !**

---

## દિવ્ય જીવન સભા, મુલુન્ડ.

ગોકુલરોડ, મુલુન્ડ, (જી. આઈ પી.)

**ધર્મધુરંધર શ્રી. હરેરામ બ્રહ્મર્ષિ મહારાજ !**

આપના પ્રસિદ્ધ કરેલા પુસ્તકોમાંથી કેટલાક મારા વાંચવામાં આવ્યા છે.

મને હર્ષ થાય છે કે આ કરાલ કલિકાલમાં સનાતન ધર્મ સંસ્થાપક વાંગ્મયનો પ્રચાર કરી આપ સત્ય ધર્મનો ઉપદેશ કરો છો. આગામી કલ્કિભગવાનનાં ચરિત્ર વિષેનો કાલ નિર્ણય તથા સત્ય-યુગના આરંભ વિષે આપનાં રહસ્યોદ્દઘાટન ઘણાં જ આકર્ષક તથા સમાધાનકારક છે. અનેક સંપ્રદાય તથા મતભેદનાં તોફાનથી ધાર્મિક પ્રજાનો ઉદ્ધાર કરવા **ઓંકાર પ્રણવ બ્રહ્મનો ઉપદેશ** ખરેખર મનુષ્ય જાતિને આશીર્વાદ રૂપ છે.

પરમાત્મા આપના ધર્મ પ્રચાર કાર્યમાં સુયશ આપીને આપને દીર્ઘાયુષ્ય અર્પે એજ પ્રાર્થના.

લી. સેવક,<br>
**વૈદ્ય ઈશ્વરલાલ ધીરજરામ**<br>
સદ્દુપદેશક તથા મંત્રી<br>
**દિવ્ય જીવન સભા, મુલુન્ડ.**

---

## ब्रह्मदेव आयुष्य दर्शन !

(૧) સત્યયુગનો આરંભ પ્રથમ સંધ્યા સો વર્ષની છે. પછી સત્યયુગ પુરો એક હજાર વર્ષનો છે. પછી સત્યયુગનો અંતે સંધ્યાંશ સો વર્ષનો છે. એમ સત્યયુગનાં આદ્યન્ત સંધ્યાંશ સાથે પુરાં બારસો વર્ષ થાય છે.

(૨) ત્રેતાયુગનો આરંભ પ્રથમ સંધ્યા બસો વર્ષની છે. પછી ત્રેતાયુગ પુરો બે હજાર વર્ષનો છે. પછી ત્રેતાયુગના અંતે સંધ્યાંશ બસો વર્ષનો છે.

એમ કુલ આદ્યન્ત સંધ્યા અને સંધ્યાંશ સાથે ચોવીસો વર્ષ પુરાં તેત્રાયુગનાં થાય છે.

(૩) દ્વાપરયુગનો આરંભ પ્રથમ સંધ્યા ત્રણસો વર્ષની છે.

પછી દ્વાપરયુગ ત્રણ હજાર વર્ષનો પુરો છે. પછી ત્રેતાયુગના અંતે સંધ્યાંશ ત્રણસો વર્ષનો છે.

એમ કુલ આદી અન્ત સંધ્યા અને સન્ધ્યાંશ સાથે છત્રીસો વર્ષ પુરાં ત્રેતાયુગનાં થાય છે.

(૪) કલિયુગનો આરંભ પ્રથમ ચારસો વર્ષની સંધ્યા છે. પછી કલિયુગ ચાર હજાર વર્ષનો પુરો છે. પછી કલિયુગના અંતે સંધ્યાંશ ચારસો વર્ષનો છે.

એમ કુલ કલિયુગનાં આદ્યન્ત સંધ્યા અને સંધ્યાંશ સાથે અડતાલીસો વર્ષ પુરાં થાય છે.

એ ચારે યુગની મનુષ્ય વર્ષ પ્રમાણે બાર હજાર વર્ષની ચતુર્યુંગી કહેવાય છે.

બ્રહ્માના એક દિવસમાં એક હજાર ચતુર્યુંગી પુરી થાય છે. ત્યારે જગતનો મહાપ્રલય થાય છે. અને તેટલો જ એક હજાર ચતુર્યુંગીનો કાલ તે બ્રહ્માની રાત્રિ ગણાય છે. એટલે બે હજાર ચતુર્યુંગીનો બ્રહ્માનો રાત્રી દિવસ ગણાય છે.

તેવા ત્રીસ દિવસનો માસ અને તેવા:બાર માસનું એક વર્ષ એવાં પચાસ વર્ષ બ્રહ્માને થયાં છે. અને તે પચાસ વર્ષનું પૂર્વાર્ધ પુરૂં થયું છે. હવે ઉત્તરાર્ધનું એકાવનમું વર્ષ અને તેનો પ્રથમ દિવસ અને તેમાં અઠાવીસ ચતુર્યુંગી પુરી થઇ. અને ઓગણત્રીસમી ચતુર્યુંગીનો પ્રથમ

સત્યયુગ અને તેની સંધ્યાનો આરંભ સંવત ૨૦૦૦ ના અષાડ વદ અમોસે મધ્યાન્હે શરૂ થાય છે.

એ પ્રમાણે બાકીનાં પચાસ વર્ષ પુરાં થશે.

એમ વિશ્વકર્તા બ્રહ્માનો સો વર્ષનો પુરો આયુષ્ય છે.

પછી બ્રહ્મા પણ પર બ્રહ્મમાં લય પામશે.

એ પ્રમાણે સંભળાતા જોવાતા વિશ્વનો ક્ષણભંગુર યોગ છે. તેમાં પણ આ મૃત્યુલોક છે. જેમ ગુજરાત દેશમાં લાલ ફુલવાળો મોટા કાંટા સૂળવાળો થોર–થોરી જેમ ધોળાં પરમાણુથી અપાર અભેદ્ય હોવા છતાં આજે પૃથ્વી પરથી અદૃશ્ય થઇ ગયો છે. એ જગપ્રસિદ્ધ છે. તેવી રીતે આછેલા ચતુર્યુગીના કલિ સંધ્યાંશ પુરો થયે સંવત ૧૯૯૭ થી ૨૦૦૦ સુધીમાં સર્વ પ્રાણી માત્રનો દૃષ્ટ શ્રુતનો મોટે ભાગે લય થઇ મહા પરિવર્તન થઇ જશે. એ નિશ્ચે જાણો. ઇતિઓંશ્રી:

## ( राग टोडो ताल ३ )

जगतमें जीवन है दिन चार
सुकृत कर हरि नाम सुमर ले
मानुष जन्म सुधार ॥ जगतमें०

मातापिता गुरुजनकी सेवा कीजे पर उपकार,
सतचित आनन्दरूप पिछानो कर सत्संग विचारः
जगतमें०

यतः सर्वाणि भूतानि प्रतिभान्ति स्थितानि च।
यत्रैवोपशमं यान्ति तस्मै सत्यात्मने नमः ॥ १ ॥

જે બ્રહ્મથી, સર્વ જગત પ્રાણિમાત્ર, પ્રગટ દેખાય છે, પોષાય છે, અને પ્રલય, પામે છે. તે સત્ય સ્વરૂપ બ્રહ્મને નમસ્કાર હો.

इतिश्री हरेराम ब्रह्मर्षि महाराज प्रणितं
नूतन सत्ययुग दर्शनम् समाप्तम् ओम् ॥

## नूतन सत्ययुग दर्शनना सत्यप्रेमी ग्राहकोने

# सूचना

પુસ્તકની કીંમત પાંચ આના છે અને દોઢ આનો પોષ્ટેજ પેકીંગનો મલી કુલ સાડા ૭ આના થાય છે. ગ્રાહકોએ દર એક પ્રતની તેટલી પોસ્ટ ટીકીટો કવરમાં રવાના કરવી. ઘેર બેઠે બુકપોસ્ટ મલશે. કાગળ વગેરેની મહા ભારે તેજી થવાથી અને પોસ્ટેજ કર વધુ પડવાથી નિરૂપાયે કિંમતમાં વધારો કરવો પડયો છે.

વી. પી. બાર પ્રતની થાય છે.

જવાબ માટે રીપલાઈ કાર્ડ, અથવા ટીકીટ બીડી, સ્ટેશન, પોસ્ટ, મુકામ, ગામ, નામ–હિન્દી, ગુજરાતી, મરાઠી, સંસ્કૃત એ ભાષાઓમાંથી–એકભાષામાં સ્પષ્ટ શબ્દોમાં શુદ્ધ લખો.

અંગ્રેજીમાં અને અસ્પષ્ટ અક્ષર લેખનો જવાબ નહિ મલી શકે.

---

# ब्रह्मर्षि महाराज ग्रंथमाला सूचीपत्रम्

| | | |
|---|---|---|
| १ | शांकर वेदान्तदर्शन | ०—८ |
| २ | ब्रह्मविद्यादर्शन | ०—४ |
| ३ | योगविद्यादर्शन | ० —४ |
| ४ | उपनिषद्दर्शन | ०—४ |
| ५ | ज्ञानगंगादर्शन | ०—६ |
| ६ | महादेवदर्शन | ०—३ |
| ७ | सत्यधर्मदर्शन | ०—८ |
| ८ | नूतन सत्ययुगदर्शन | ०—५ |
| ९ | ब्रह्मर्षिगीता | ०—८ |
| १० | भारतमतदर्शन | ०-१२-० |
| ११ | सनातन धर्म अने महाराजानो पंथ | १—०-० |
| १२ | सनातन धर्म रहस्य | २—८-० |
| १३ | वेदान्त समुच्चय | २ —८—० |
| १४ | पाखंड धर्म मत खंडन | ०—८—० |
| १५ | पाखंड धर्म खंडन नाटक | ०—४-० |
| १६ | रामानुज मत खंडन | ०—४-० |
| १७ | तप्त मुद्रा पाखंडदर्शन | ० —१—० |
| १८ | धर्मधर्तींगदर्शन | ०—६-० |
| १९ | स्त्रीपुरुष धर्मदर्शन | १—०—० |
| २० | ज्ञान चिन्तामणि | २—०-० |

पता—सनातनधर्मगुरु श्री हरेराम ब्रह्मर्षि महाराज

नं. २१३७, ऋषिआश्रम,

पंडितपोळ, सारंगपुर, अमदावाद

—देश गुजरात—

श्री वीरविजय प्रि. प्रेसमां शा. केशवलाल सांकळचंदे
छाप्युं : ठे. सलापोस क्रोसरोड : अमदावाद.